# થોડું આ પુસ્તક વિશે

ઝયાં-પૉલ સાર્ત્ર (Jean-Paul Sartre) અર્વાચીન જગતના એક મહાન સર્જક, ચિંતક અને તત્ત્વજ્ઞ થઈ ગયા. તેઓ પેરિસમાં ૧૯૦૫માં જન્મ્યા અને ૧૯૮૦માં મૃત્યુ પામ્યા. એ પંચોતેર વર્ષના ગાળામાં તેમણે સારાયે સંસ્કારજગતને પોતાની કૃતિઓ અને ચિંતન, મનન આદિની અભિવ્યક્તિથી તે હતું તેથી વિશેષ સમૃદ્ધ બનાવી દીધું.

આખી જિંદગી તેમનું સ્વાસ્થ્ય તો એવું જ રહ્યું, પણ એ સમજણા થયા ત્યાંથી તે મૃત્યુ પામ્યા ત્યાં સુધી તેમની પ્રજ્ઞા અને પ્રતિભા અનન્ય તેજે ઝળકતી રહી. એને અંગે, આખાયે યુરોપના વૈચારિક જીવન ઉપર તો તેમની ન ભૂંસાય તેવી મુદ્રા અંકિત થઈ ગઈ જ, પણ એ ઉપરાંતે, વિચાર અને સર્જનની દુનિયામાં રસ લેતા સમગ્ર જગતને એ મુદ્રા સ્પર્શી ગઈ. આપણે ત્યાં પણ રસમીમાંસા કે વિચારોના જગત વિશેની, અને અત્યાધુનિક સર્જનો વિશેની ચર્ચામાં જે ત્રણ નામ વારંવાર લેવાયા કરે છે—સાર્ત્ર, કામ્યુ અને કાફકાનાં—તેમાં પણ પહેલું નામ એમનું જ આવે છે.

અત્યારના વાદોની દુનિયાને પણ તેમણે કરેલું અર્પણ અત્યંત મહત્ત્વનું છે. અસ્તિત્વવાદ (Existentialism)ની ફિલસૂફી ભલે એમની સરજત ન હોય, પણ એમણે એ વાદને જે રંગે અને રૂપે સજ્યો અને એને જે નિજી વળાંક આપ્યો એ તો એમનું જ કર્તૃત્વ, ગણાય. એથી તો આ સુસંસ્કૃત દુનિયામાં જ્યારે જ્યારે અસ્તિત્વવાદનું નામ લેવાય છે ત્યારે ત્યારે અચૂક રીતે સાર્ત્રનું નામ તેની સાથે જોડાયેલું હોય જ છે.

સાર્ત્ર માત્ર સર્જક, ચિંતક અને તત્ત્વજ્ઞ નહોતા, સક્રિય કાર્ય

કરનાર યોદ્ધા પણ હતા. અમુક સમયે એમના વિચારોએ સામ્યવાદ તરફ ઝોક લીધો હતો ત્યારે તે એનું સમર્થન નિર્ભીક બનીને કરતા હતા, અને અમુક રીતે જ્યારે તેનાથી તે વિમુખ થયા ત્યારે એ વિમુખતાનું ઉચ્ચારણ કરવામાં પણ તે એટલા જ નિર્ભીક રહ્યા હતા. દ્વિતીય મહાયુદ્ધ દરમિયાન જ્યારે જર્મનોનાં ટોળાંઓ ફ્રાંસના ભૂમિને રગદોળી રહ્યાં હતાં ત્યારે ફ્રાંસના જે ઉત્તમ પુત્રોએ તેમનો સક્રિય સામનો કર્યો તેમાંના તે પણ એક હતા.

દ'ગોલ જ્યારે સત્તા પર હતા ત્યારે સાર્ત્રનાં અસંદિગ્ધ ઉચ્ચારણોએ દ'ગોલના સાથીદારોને સાર્ત્રને પકડી જેલના સળિયા પાછળ બંધ કરી દેવાની સલાહ દ'ગોલને આપવા પ્રેર્યા હતા. ત્યારે દ'ગોલે જે જવાબ આપેલો તે અત્યંત પ્રેરક છે, અને સ્વતંત્ર સમાજ પોતાના ઉત્તમ સર્જકો, ચિંતકો વગેરે માટે કેટલો આદર ધરાવે છે તેનો દ્યોતક છે. ત્યારે દ'ગોલે કહ્યું હતું :

" ફ્રાંસ પોતાના વૉલ્તેર ( *Voltaire* )ને કદીયે પકડતું નથી."

આવા જબરજસ્ત વ્યક્તિત્વવાળા અને અથાગ કાર્યશક્તિવાળા સાર્ત્ર સિત્તેર વર્ષની ઉંમરે પોતાની આંખો લગભગ ગુમાવી બેઠા હતા, પરંતુ તેમનું મગજ તો એવું ને એવું તીક્ષ્ણ અને તેજોમય રહ્યું હતું. એ સમયે મિશેલ કોંતા ( *Michel Contat* ) નામના સાર્ત્રનાં લખાણોના અભ્યાસી લેખકે તેમની એક મુલાકાત લીધી હતી. તે મુલાકાત 'સિત્તેરમે વર્ષે સ્વ-ચિત્રાંકન' ( Self Portrait at Seventy )ના શીર્ષક નીચે 'જીવન/પરિસ્થિતિઓ, ઝ્યાં-પૉલ સાર્ત્રે લખેલા અને બોલેલા નિબંધો' ( Life/Situations, Essays Written and Spoken by Jean-Paul Sartre ) નામના, ન્યૂયોર્કના પેન્થિઓન બુક્સ, રેન્ડમ હાઉસ ઇન્કોર્પોરેશને પ્રસિદ્ધ કરેલા પુસ્તકમાં પ્રગટ કરવામાં આવી છે. એ સુદીર્ઘ મુલાકાતમાં જીવનનાં અનેક ક્ષેત્રો વિશેના સાર્ત્રના પરિપક્વ વિચારો સમાવિષ્ટ થયેલા છે.

આ પુસ્તક 'સાર્ત્ર કહે છે—'માં એ મુલાકાતમાંના મહદ્ અંશનો અનુવાદ આપવામાં આવ્યો છે. ફક્ત સંગીત, રાજકારણ અને રશિયા વિશેના અમુક અંશો વિશેના સાર્ત્રના પ્રત્યાઘાત આમાં નથી સમાવ્યા, કેમકે આપણા અહીંના વાચકોને જે સાર્ત્રમાં રસ છે તે સાર્ત્ર તો અહીં રજૂ થયેલા અંશોમાં આખા ને આખા સચવાઈ રહે છે.

આવા મનીષીનાં અર્થસભર ઉચ્ચારણોનો અનુવાદ કરવાનું મને મળ્યું તેને હું મારું સદ્ભાગ્ય ગણું છું. એને પુસ્તક રૂપે ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની સંમતિ આપવા માટે એ પુસ્તકના ફ્રાંસના પ્રકાશકો Editions Gallimard 1976નો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ગુજરાતીમાં આ સુદીર્ઘ લખાણ 'સંસ્કૃતિ'માં પ્રગટ કરનાર શ્રી ઉમાશંકર જોશીને હું અત્રે પ્રેમપૂર્વક યાદ કરું છું, કેમકે હું જાણું છું કે એમને માટે હું 'આભારી છું' એવા શબ્દો વાપરું તો એમને એ ગમે નહિ.

મને શ્રદ્ધા છે કે સાહિત્ય અને ચિંતનના રસિક અભ્યાસીઓને આ પુસ્તક પ્રેરક નીવડશે.

ગુલાબદાસ બ્રોકર

૩૯૭, સ્વામી વિવેકાનંદ રોડ,
વિલેપાર્લે (વેસ્ટ)
મુંબઈ-૪૦૦૦૫૬
તા. ૨૬-૩-૧૯૮૫

પ્રશ્ન : છેલ્લા એક વર્ષથી તમારી તબિયત સંબંધી જે જાતજાતની અફવાઓ ફેલાઈ રહી છે તેણે ઘણી ચિન્તા જન્માવી છે. આ મહિનામાં તમે સિત્તેરના થશો. તો સાર્ત્ર કહો, કેમ રહે છે તમને?

સાર્ત્ર : મને ઠીક રહે છે તેમ કહેવું મુશ્કેલ છે. પણ મને અઠીક રહે છે તેમ પણ હું કહી શકું તેમ નથી. છેલ્લાં બે વર્ષો દરમિયાન મને થોડી દુર્ઘટનાઓ નડી છે. જેવો હું એક કિલોમીટરથી વધારે ચાલું કે મારા પગ દુખવા લાગે છે. તેથી ઝાઝે ભાગે હું એટલાથી વધારે ચાલતો નથી. મારા લોહીના દબાણ બાબત પણ સારી એવી તકલીફ ઊભી થઈ હતી. પણ હમણાં હમણાં એ બધી તકલીફો એકદમ ઓચિંતાની દૂર થઈ ગઈ છે. મને જરા ગંભીર કહી શકાય એટલા પ્રમાણમાં લોહીનું ઊંચું દબાણ રહેતું હતું. પણ હવે, દવાઓથી એની માવજત કર્યા પછી એ દબાણ લગભગ વધારે પડતું નીચું થઈ ગયું છે.

સહુથી ખરાબ તો એ હતું કે મારી ડાબી આંખની પાછળ રક્તસ્રાવ થતો હતો. હું માત્ર એ જ આંખથી જોઈ શકું છું, કેમ

કે હું ત્રણ વર્ષનો હતો ત્યારથી જ મારી જમણી આંખનું તેજ લગભગ પૂરેપૂરું ગુમાવી બેઠો છું. હવે, હજુ સુધી પણ હું અસ્પષ્ટ આકારો જોઈ શકું છું અને પ્રકાશ અને રંગો પારખી શકું છું. પણ મને પદાર્થો કે ચહેરાઓ સ્પષ્ટતાથી દેખાતા નથી. પરિણામે, હું વાંચી કે લખી શકતો નથી. વધારે ચોકસાઈથી કહું તો હું લખી તો શકું છું – એટલે કે થોડીઘણી આસાનીપૂર્વક મારા હાથથી હું શબ્દોને આકાર આપી શકું છું – પણ હું શું લખું છું તે હું જોઈ શકતો નથી. અને વાંચવાનો તો પ્રશ્ન જ રહેતો નથી. શબ્દોની વચ્ચે જગ્યાઓ, અને શબ્દોએ આંકેલી પંક્તિઓ હું જોઈ શકું છું. પણ હવે હું શબ્દોને છૂટા છૂટા પારખી શકતો નથી. વાંચવા કે લખવાની શક્તિ રહી ન હોવાથી, લેખક તરીકે કાર્ય-શીલપણે પ્રયોજાવાની જરી જેટલી પણ શક્યતા મારે માટે રહી નથી. લેખક તરીકેની મારી પ્રવૃત્તિ સદંતર નાશ પામી ગઈ છે.

પણ છતાં, હું બોલી શકું છું. એટલે તો, જો દૂરદર્શનની સંસ્થા મારા ઉપર ખર્ચ કરવાના પૈસા મેળવી શકે તો મારું હવે પછીનું કાર્ય વાર્તાલાપોની શ્રેણીના પ્રસારણનું રહે. તેમાં હું આ સદીનાં પોણો સો વર્ષો વિશે વાત કરવાનો પ્રયત્ન કરીશ. સીમોન દ બોવ્વાર (Simone de Beauvoir), પીએર વિક્તોર (Pierre Victor) અને ફિલીપ ગાવી (Philippe Gavi) સાથે મળીને હું એ યોજના ઉપર કાર્ય કરી રહ્યો છું એ લોકો પાસે આ વિશેના તેમના પોતાના ખ્યાલો છે અને એનું સંપાદન એ લોકો કરશે, કેમ કે મારી જાતે એ કામ કરવાને હું અશક્ત છું. દાખલા તરીકે, એ લોકો નોંધો લઈ રહ્યા હોય ત્યારે હું તેમને કશુંક કહું પણ ખરો, કે સાથે મળી અમે એ વિશે ચર્ચા પણ કરીએ, પણ એ પછી તેઓ આખીયે યોજનાને સુસંબદ્ધ રીતે ગોઠવી દેશે. કોઈ કોઈ વાર હું લખું પણ છું. દૂરદર્શન દ્વારા થનારાં પ્રસારણોમાં સમાવી શકાય તેવા વિષયોના વાર્તાલાપો વિશે હું નોંધો તૈયાર કરું છું.

પણ મારા તે વાર્તાલાપો તો માત્ર મારા સાથીઓ જ વાંચી અને પ્રસારિત કરી શકે.

આ ક્ષણે મારી પરિસ્થિતિ આ છે. એ સિવાય મારી તબિયત સરસ છે. મને ઊંઘ ઘણી સરસ આવે છે. મારા સાથીઓ સાથેનું કામ સરસ રીતે ચાલે છે, અને હું તેમાં પૂરેપૂરો ભાગ લઉં છું. મારું ચિત્ત, દસ વર્ષ પહેલાં હતું, કદાચ તેટલું જ – તેથી વધારે નહિ, પણ ઓછું તો નહિ જ – તે જ છે, અને મારી સંવેદનાશક્તિ એવી ને એવી જ રહી છે. મારી સ્મરણશક્તિ, ઝાઝે ભાગે, સરસ કામ આપે છે. તેમાં નામો અપવાદરૂપ બની રહે છે. નામો મને બહુ પ્રયત્ન પછી યાદ આવે છે, અને કેટલીક વાર તો યાદ આવતાં જ નથી. પહેલેથી મને ખબર હોય કે કઈ વસ્તુ ક્યાં છે તો હું તેનો ઉપયોગ કરી શકું છું. બહુ મુશ્કેલી અનુભવ્યા વગર રસ્તામાં હું એકલો એકલો મારી મેળે માર્ગ કાઢી શકું છું.

પ્રશ્ન : છતાં પણ, હવે પછી લખવાને અશક્ત બની જવું એ તમારે માટે મોટા આઘાતરૂપ હશે. એ વિશે તમે પ્રશાંતપણે વાત કરી રહ્યા છો......

સાર્ત્ર : એક રીતે કહીએ તો એ વસ્તુ જીવતા રહેવાનું મારું સઘળું પ્રયોજન હરી લે છે. એમ કહી શકાય કે હું હતો અને હવે નથી, આ બધાને અંગે હું તદ્દન હારી બેઠેલો હોઉં એવો લાગવો જોઈએ, પણ કોણ જાણે, કોઈક અજાણ કારણને લીધે મને હું બહુ સ્વસ્થ લાગું છું. હું કદી પણ ગમગીન બનતો નથી, અને જે વસ્તુ મેં ગુમાવી છે તેને વિશે વિચાર કરતાં મને હું વિષાદગ્રસ્ત બની જતો હોઉં તેવી કોઈ ક્ષણો પ્રાપ્ત થતી દેખાતી નથી.

પ્રશ્ન : બળવો કરવાની કોઈ વૃત્તિ થતી નથી ?

સાર્ત્ર : કઈ વ્યક્તિ કે વસ્તુની સામે હું બળવો કરું ?

આને મારી સુખ કે દુઃખ પ્રત્યેની વિરક્તિ ગણશો નહિ – જોકે એવું ગણનારા સ્ટોઈકો પ્રત્યે મને હંમેશાં સમભાવ રહ્યો છે એ તો તમે જાણો જ છો. ના, આમાં તો માત્ર એ વાતની સ્વીકૃતિ છે કે પરિસ્થિતિ જેવી છે તેવી જ છે, અને હું તેમાં કંઈ કરી શકું તેમ નથી. એટલે તેનાથી મારે વ્યાકુળ બની જવાનું કશું કારણ નથી. મારી કસોટી કરે એવો કેટલોક કાળ આવી ગયો છે, કેમ કે બે વર્ષ પહેલાં વસ્તુસ્થિતિ વધારે ગંભીર હતી. ત્યારે મને હળવા ચિત્તભ્રમપણાના હુમલાઓ આવતા. મને યાદ છે કે સીમોન દ બોવ્વાર સાથે હું આવિન્યોં (Avignon) ગયો હતો ત્યારે મારી સાથે એક છોકરીએ, એ મને એકાદ ખાંકડા ઉપર ક્યાંક મળશે તેવો, વાયદો કર્યો હતો એટલે તેને શોધવાને હું આંટાફેરા મારી રહ્યો હતો. પણ વાસ્તવમાં તો એવો કોઈ વાયદો થયો જ નહોતો......

હવે તો હું જે કંઈ છું તે સહજ ભાવે સ્વીકારી લઉં, તેનાથી ટેવાઈ જાઉં, તેની શક્યતાઓનો ક્યાસ કાઢું અને આરાથી થઈ શકે એટલી સારામાં સારી રીતે તેનો લાભ લઉં એટલું જ હું કરી શકું તેમ છું. આ મારી આંખોનું તેજ ગયું છે તે જ અલબત્ત, સહુથી વધારે પજવનારું છે, અને જે જે ડૉક્ટરોની મેં સલાહ લીધી છે તે બધા જ કહે છે કે તેનો કોઈ ઉપાય જ નથી. આ કડાકૂટિયું છે, કેમ કે ઘણીબધી ચીજો એવી છે જેને વિશે હું લખવા પ્રેરાઉં છું – હરેક વખતે નહિ, પણ વચ્ચેવચ્ચે એવું થાય છે.

પ્રશ્ન : એટલે તમે દિશાદોર વિનાના બની ગયા હો તેમ તમને લાગે છે?

સાર્ત્ર : હા. હું થોડું થોડું ચાલું છું, મને વર્તમાનપત્રો વાંચી સંભળાવવામાં આવે છે, હું રેડિયો સાંભળું છું, દૂરદર્શનના પટ ઉપર શું બની રહ્યું હોય છે તેની મને ઝાંખી થાય છે. – ને

ખરેખર તો માણુસ જ્યારે દિશાદોર વિનાનો બની ગયો હોય ત્યારે આવું જ બધું થયા કરે. મારા જીવનનો એકમાત્ર હેતુ હતો લેખન. જે વિશે મને વિચારો આવતા હોય તે હું પહેલાંથી લખી લેતો, પણ ખરેખરી મહત્ત્વની ક્ષણ તો લેખન ચાલતું હોય એ જ રહેતી. વિચારો તો હું હજી પણ કરું છું, પણ મારે માટે હવે લેખન અશક્યવત્ બની ગયું હોવાથી વિચારોની સાચી ક્રિયા જ જાણે કોઈક રીતે દબાઈ ગઈ હોય તેમ લાગ્યા કરે છે.

મને હવે જે વસ્તુ કદીયે પ્રાપ્ત થશે જ નહિ તે એ છે, જેને વિશે અત્યારના ઘણા યુવાન લોકો તિરસ્કાર ધરાવે છે. તે વસ્તુ છે શૈલી, એટલે કે વાસ્તવિકતાના સ્વરૂપને રજૂ કરવાની સાહિત્યિક રીતિ. આ વસ્તુ, સ્વાભાવિક રીતે જ, પુનર્નિરીક્ષણ માગી લેનારી વસ્તુ છે. કોઈ કોઈ વાર તો પાંચ કે ૭ વાર એ બધું ફરી ફરીને જોઈ જવું પડે. હું તો હવે મારા લેખનને એક વાર પણ ફરી જોઈ જઈ શકતો નથી, કેમ કે મેં શું લખ્યું છે તે હું વાંચી શકતો નથી. આમ, હું જે કંઈ લખું છું કે કહું છું તે માત્ર પહેલી વારના સ્વરૂપનું જ રહે છે. હા, મેં જે લખ્યું હોય કે કહ્યું હોય તે કોઈક મારી પાસે ફરીથી વાંચી જઈ શકે ખરું, ને હું જો વધુમાં વધુ કંઈ કરી શકું તો તેની થોડી વિગતો ફેરવી દઈ શકું, પણ હું પોતે જે જાતનું પુનર્લેખન કરું તેની સાથે એને કંઈ લાગતુંવળગતું નથી.

**પ્રશ્ન :** તમે ટેપરેકર્ડર ન વાપરી શકો? કે બોલીને લખાવી ન શકો? ને એમ, તમે જે કહ્યું હોય તેને, અને તમે જે ફેરફારો સૂચવ્યા હોય તેને, ફરીથી સાંભળી ન શકો?

**સાર્ત્ર :** મને લાગે છે કે બોલવા અને લખવા વચ્ચે જબરજસ્ત તફાવત હોય છે. માણુસ, પોતે લખ્યું હોય તે ફરીથી વાંચી શકે છે, પણ તેને તે ધીરે ધીરે પણ વાંચે કે ઝડપથી પણ વાંચે.

બીજા શબ્દોમાં કહીએ તો, એકાદ વાક્ય ઉપર વિચાર કરવામાં માણસે કેટલો સમય ગાળવો પડે તે વિશે કશું કહી શકાય નહિ. એ શક્ય છે કે પહેલી વાર વાંચો ત્યારે વાક્યમાં શી ખામી રહી ગઈ છે તે વિશે તમને સ્પષ્ટ ખ્યાલ ન પણ આવે. કદાચ તેમાં કંઈક મૂળભૂત ખામી રહી ગઈ હોય, કદાચ તે વાક્યની અને તેની પહેલાંના કે પછીના વાક્યની વચ્ચેનું, કે તેના અને આખા પરિચ્છેદની વચ્ચેનું, અનુસંધાન બરાબર નયે થયું હોય.

આ બધી વાતમાં એ વાત સૂચિત રહી છે કે તમે તમારા લખાણના પાઠ પાસે, જાણે એ કોઈ જાદુઈ કોયડો હોય એ રીતે પહોંચો છો, અને ક્યારેક અહીંથી તો ક્યારેક ત્યહીંથી તેમાંના શબ્દોને એક પછી એક ફેરવી રહો છો, ને પાછા એ બધા ફેરફારો ઉપર પણ નજર ફેરવો છો અને એક ફેરફારને સ્થાને બીજો ફેરફાર લઈ આવો છો; ને પછી વળી થોડે દૂરનું કંઈક સુધારો છો. ને...એવું એવું તમે કર્યા જ કરો છો. પણ જો હું ટપરકર્ડર સાંભળી રહ્યો હોઉં તો તેને સાંભળી રહેવાનો મારો સમય એ ટપ કઈ ગતિએ ઘૂમી રહી હોય છે તેના ઉપરથી નક્કી થાય છે, મારી પોતાની તે વિશેની જરૂર ઉપરથી નહિ. એટલે તો હું હંમેશાં કાં તો એ યંત્રની પાછળ ઘસડાતો રહું કે કાં તો એની આગળ ધસતો રહું.

પ્રશ્ન : તમે એ અજમાવ્યું છે?

સાર્ત્ર : હું એ અજમાવી જોઈશ. નિખાલસતાભરી અજમાયશની એને તક આપીશ. પણ મને ખાતરી છે કે એ મને સંતોષ નહિ આપી શકે. એ વિશેની મારા ભૂતકાળમાંની તાલીમમાંની મારી અત્યાર સુધીની પ્રવૃત્તિમાંની સૌથી વધારે આવશ્યક જે વસ્તુ ગણાય તે હરેકહરેક વસ્તુએ મને બીજું કશું ય બનાવવા કરતાં મુખ્યત્વે લખનાર માણસ બનાવ્યો છે, અને એ સ્થિતિ બદલવા માટે હવે બહુ મોડું થઈ ગયું છે. જો મારી ચાળીસ વર્ષની ઉંમરે મેં મારી

આંખો ગુમાવી હોત તો સ્થિતિ, કદાચ, જુદી હોત. તો, કદાચ, હું મારી અભિવ્યક્તિને માટે જુદી જુદી રીતિઓ અજમાવતાં શીખી ગયો હોત – જેવી કે ટેપરેકર્ડર. મને ખબર છે કે કેટલાક લેખકો એવી અજમાયશ કરે છે. પણ લેખન મને જે મુક્તિ આપતું હતું તે પ્રકારની મુક્તિ એ મને શી રીતે આપી શકયું હોત તેની મને ખબર પડતી નથી.

મારા મનમાં તો, મારી બૌદ્ધિક પ્રવૃત્તિ જે હતી તેની તે જ રહી છે – ચિંતનને માર્ગદર્શન આપવાની. એટલે હું જે વિચારતો હોઉં તેનું, પ્રતિક્ષિપ્તતાના સ્તર ઉપર હું પુનર્ગ્રથન કરી શકું, પણ એ તદ્દન આત્મલક્ષી બની રહે. એ રીતે પણ, હું એને જે રીતે સમજું છું તે પ્રમાણે તો, શૈલીપરક લેખન, એ લખવાની ક્રિયાની અનિવાર્યતા સ્વીકારી લે છે.

આજકાલ ઘણા યુવાન માણસો શૈલી સાથે પનારો પાડતા હોતા નથી. એમને એમ લાગે છે કે માણસે જે કંઈ કહેવું હોય તે સાદીસીધી રીતે કહી દેવું જોઈએ. એ થયું એટલે પત્યું, મારે માટે તો શૈલી – એમાંથી સાદાઈની બાદબાકી થઈ જતી નથી જ, પણ એથી ઊલટું જ સાચું હોય છે – એટલે એક જ વસ્તુમાં ત્રણ કે ચાર વસ્તુઓ એકીસાથે કહી દેવાની રીત. સાદુંસીધું વાકય – તેના તાત્કાલિક અર્થવાળું – લખાઈ જાય, અને એ સાથે જ એ તાત્કાલિક અર્થની નીચે બીજા અર્થો એમાં પ્રયોજાઈ ગયા હોય. ભાષાને આ અર્થની બહુલતા અર્પવાની શક્તિ જો માણસમાં ન હોય તો તેણે લખવાની તસ્દી લેવાની કશી જરૂર રહેતી નથી.

દાખલા તરીકે, વૈજ્ઞાનિક પ્રકારનાં લખાણોથી સાહિત્યને જે તત્ત્વ જુદું પાડે છે તે છે સાહિત્યની અનેકઅર્થિતા. ભાષાનો કલાકાર શબ્દોને એવી રીતે ગોઠવે છે કે એ તેને કેટલા ભારપૂર્વક કહે છે કે તેના ઉપર કેટલું વજન મૂકે છે તેના ઉપર આધાર રાખીને તેમાં એક અર્થ, પછી બીજો, પછી વળી હજીય બીજો,

એમ જુદા જુદા સ્તરે દરેક વાર જુદો જુદો અર્થ રહે છે.

**પ્રશ્ન :** તત્ત્વજ્ઞાનની તમારી હસ્તપ્રતો તમારા જ હસ્તાક્ષરમાં લખાયેલી હોય છે. તેમાં ક્યાંય છેકછાક કે ભૂંસાભૂંસ હોતી નથી. જ્યારે તમારાં સાહિત્યિક લખાણોની હસ્તપ્રતો, તેમના ઉપર વારંવાર કામ કરી કરીને સંપૂર્ણતા બક્ષવામાં આવી હોય તે પ્રકારની હોય છે. એ બન્ને વચ્ચે આવો તફાવત શા માટે હોય છે?

**સાર્ત્ર :** બન્નેનાં ધ્યેય જુદાં જુદાં હોય છે. તત્ત્વજ્ઞાનના દરેક વાક્યને માત્ર એક જ અર્થ હોવો જોઈએ. દાખલા તરીકે 'શબ્દો' (*The Words*) નામના મારા પુસ્તકમાં મેં દરેકે-દરેક વાક્યને અનેક અર્થો – એકબીજા ઉપર લદાઈ ગયેલા અનેક અર્થો – આપવાનો જે પ્રયત્ન કર્યો હતો તેવો પ્રયત્ન તત્ત્વજ્ઞાનના પુસ્તકમાં જો હું કરું તો તે કામ સારું ન ગણાય. જો મારે "એને-માટે-જ" (for-itself) અને "એમાં જ" (in-itself) એ વિભાવનાઓને સ્પષ્ટ કરવી હોય તો પેલી રીતે એ મુશ્કેલ બની જાય, એને સ્પષ્ટ કરવા માટે હું જુદી જુદી સરખામણીઓનો, જુદાં જુદાં દાખલા-દલીલોનો ઉપયોગ કરી શકું, પણ એ માટે હું જે વિચારોનો ઉપયોગ કરું તે સ્વયંપર્યાપ્ત હોવા જોઈએ. એવા સ્તરે સંપૂર્ણ અર્થ પામી શકાય નહિ કેમ કે સંપૂર્ણ કૃતિને લાગેવળગે છે ત્યાં સુધી સંપૂર્ણ અર્થ બહુલ-અર્થિતાવાળો જ હોઈ શકે અને હોવો જોઈએ. આથી હું ખરેખર એમ કહેવા માગતો નથી કે વૈજ્ઞાનિક સંચારણોની માફક તત્ત્વજ્ઞાન અનેક-અર્થિતા વિનાનું હોય છે

જેને હંમેશાં, કોઈ ને કોઈ રીતે, જે અનુભૂત છે તેની સાથે જ કામ પાડવાનું છે તે સાહિત્યમાં, હું જે કંઈ કહું તેથી, હું કહેતો હોઉં તેમાંનું કંઈ પણ પૂરેપૂરી અભિવ્યક્તિ પામતું હોતું નથી. એક ને એક વાસ્તવિકતા, લગભગ અનંત કહી શકાય તે

રીતે અભિવ્યક્તિ પામી શકે. અને કોઈ પુસ્તકમાંનું દરેકેદરેક વાક્ય કઈ રીતે વાંચવું જોઈએ તેનો, અને એ વાક્યને વાંચતી વખતે અવાજનો કઈ જાતનો રણકો જરૂરનો હોય તેનો, ખ્યાલ એ આખું પુસ્તક સૂચવી શકે—પછી ભલેને માણસ એ પુસ્તક મોટે મોટેથી વાંચતો હોય કે મનમાં મનમાં વાંચતો હોય.

સ્તાંદાલ ( Stendhal )ના લખાણમાં વારંવાર મળી આવતું જે શુદ્ધપણે પરલક્ષી જ હોય તે જાતનું વાક્ય ઘણીબધી વસ્તુઓ છોડી દેતું હોય છે, છતાં પણ એ પોતાની અંદર બીજાં બધાં વાક્યોને સમાવી બેઠું હોય છે; અને એમ તેના લેખકના મનમાં નિરંતર રમતી અર્થોની જે પૂર્ણતા તેમાંથી નીકળી આવે તેમ તે ઇચ્છતો હોય છે તે બધીયે પૂર્ણતા તે ધરાવતું હોય છે. પરિણામ-રૂપે, શૈલી-સભર કૃતિ માત્ર એકાદ વાક્યના શિલ્પમાં જ સમાઈ જતી હોતી નથી; તે તો દશ્ય, પ્રકરણ અને એ બધાને ઉલ્લંઘીને આખાયે પુસ્તકની પૂર્ણતાને, હંમેશને માટે, ખ્યાલમાં રાખે છે. તમારામાં આ પૂર્ણતા જો હાજર હોય તો તમે સારું વાક્ય લખી શકો. એ જો હાજર ન હોય તો વાક્ય કાનને ખૂંચશે, અને નકામું નકામું આગંતુક હોય તેવું લાગશે.

કેટલાક લેખકોને શૈલીસભર કૃતિ લખતાં, બીજા લેખકો કરતાં વધારે સમય લાગે છે, અને તેમાં તેમને વધારે શ્રમ પડે છે. પણ સામાન્ય રીતે કહીએ તો, એક વાક્યમાં ચાર વાક્યો લખવાં—જેમ સાહિત્યમાં લખાય છે તેમ—તે, એક વાક્યમાં એક જ વાક્ય લખવું—જેમ તત્ત્વજ્ઞાનમાં બને છે તેમ—તેના કરતાં વિશેષ મુશ્કેલ હોય છે. દાખલા તરીકે, "હું વિચારું છું તેથી હું અસ્તિત્વ ધરાવું છું" જેવું વાક્ય દરેકેદરેક દિશામાં અનંત પ્રતિભાવ જગવી શકે, પણ માત્ર વાક્ય તરીકે તો તેનો અર્થ દેકાર્ત ( Descartes ) તેને જે આપ્યો છે તે જ રહે છે. પણ સ્તાંદાલ જ્યારે લખે છે : "વેરિયે ( Verrieres )નું ઘડિ-

ચાળનું ટાવર જ્યાં સુધી તે જોઈ શકતો હતો ત્યાં સુધી જુલીઁ (Julien) પાછળ ફરીને જોયા કરતો હતો," ત્યારે એ વાક્ય કહે છે તો માત્ર પાત્ર શું કરે છે તે જ, પણ એમ કહેતાં કહેતાં તે સાથોસાથ જુલીઁ શી લાગણી અનુભવી રહ્યો છે માદામ દ રેનાલ (Madame de Renal) શી લાગણી અનુભવી રહી છે એ બધું અને એવું ઘણુંય, આપણને કહી જાય છે.

દેખીતું છે કે ઘણાંબધાં વાક્યોનો સમાવેશ કરતાં વાક્યનો આવિષ્કાર કરવો એ "હું વિચારું છું, તેથી હું અસ્તિત્વ ધરાવું છું" જેવાં વાક્યોનો આવિષ્કાર કરવા કરતાં ઘણું વધારે મુશ્કેલ કામ છે. મને લાગે છે કે દેકાર્તને એ વાક્ય તત્કાળ મળી ગયું હશે – જેવો તેણે એ વિશે વિચાર કર્યો હશે કે તરત જ.

પ્રશ્ન : અને તમે, 'અસ્તિત્વ અને શૂન્યતા' (*Being and Nothingness*)માં અત્યંત સાહિત્યિક પ્રકારનાં, "મનુષ્ય એક નિરર્થક આવેશ છે" જેવાં અતિશય નારકીય પ્રકારનાં, વાક્યો વાપરવા માટે તમને પોતાને ઠપકો પણ આપ્યો છે.

સાર્ત્ર : હા, જે લખાણની ભાષા સ્પષ્ટ રીતે તાંત્રિક (technical) પ્રકારની હોવી જોઈતી હતી તેમાં સાહિત્યિક પ્રકારના શબ્દગુચ્છો વાપરવાની ભૂલ મેં કરી હતી – ઘણાબધા તત્ત્વજ્ઞોએ પણ એવી ભૂલ કરેલી છે. ખરું જોતાં, શબ્દોનો અર્થ સ્વયંસ્પષ્ટ, કશુંયે દ્વિઅર્થી તત્ત્વ ન ધરાવનારો હોવો જોઈતો હતો. તમે જે શબ્દગુચ્છ ટાંક્યો તેમાં "આવેશ" અને "નિરર્થક" જેવા શબ્દોની અનેક-અર્થિતાએ અર્થને સ્પષ્ટ રીતે જૂઠાપણું આપી દીધું છે, અને ગેરસમજ ફેલાવી છે. તત્ત્વજ્ઞાનને પોતાની તાંત્રિક (technical) ભાષા હોય છે. લેખકે તે જ વાપરવી જોઈએ. જો લેખક નવા વિચારો પ્રતિપાદિત કરતો હોય તો જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં તે એ ભાષાને બદલાવી શકે. તાંત્રિક

શબ્દગુચ્છનો આ સમુચ્ચય જેમાં એક કરતાં વધારે સ્તરો હોય તેવો પૂર્ણ અર્થ સર્જે છે. જ્યારે નવલકથામાં તો એક જ શબ્દ-ગુચ્છમાં અનેક અર્થોને એકબીજા ઉપર લાદી દેવાય એ વસ્તુ બૃહદ્ અર્થ પેદા કરે છે. એ રીતે તદ્દન સુસ્પષ્ટ તાત્કાલિક અર્થમાંથી વધુમાં વધુ ગહન અને વધુમાં વધુ સંકુલ અર્થ નીપજી આવે છે. જે કૃતિ શૈલી દ્વારા અર્થ પ્રાપ્ત કરે છે તે જાતની કૃતિ હવે પછી હું સર્જી શકું તેમ નથી, કેમકે મેં જે કંઈ લખ્યું હોય તેનું હું પુનર્નિરીક્ષણ (revision) કરી શકતો નથી.

પ્રશ્ન : હવે પછી વાંચી શકવાને તમે અશક્ત બની ગયા છો, એ વાત તમને બોજારૂપ અવરોધ જેવી લાગે છે?

સાર્ત્ર : આ ક્ષણ પૂરતું કહેવું હોય તો હું ના કહું. મને રસ પડે તેવાં જે પુસ્તકો તાજેતરમાં પ્રગટ થયાં હોય તે વિશે મારી મેળે હું હવે માહિતી મેળવી શકતો નથી. પણ મારી પાસે આવીને લોકો એ વિશે મારી સાથે વાતો કરે છે કે મને એ વાંચી સંભળાવે છે; અને એમ, નવું નવું શું શું પ્રગટ થતું રહે છે એના સંપર્કમાં હું સારા પ્રમાણમાં રહેતો હોઉં છું. સીમોન દ બોવ્વારે આ આખાયે સમયગાળા દરમિયાન મને ઘણાંબધાં પુસ્તકો વાંચી સંભળાવ્યાં છે – દરેકેદરેક જાતનાં પુસ્તકો.

મને જે પુસ્તકો અને અવલોકનો મળે તે બધાં વાંચી જવાની મને ટેવ હતી. હવે હું તેમ નથી કરી શકતો એ એક ખોટ ગણાય. પણ છતાંય હમણાં હું જે ઐતિહાસિક વાયુપ્રવચનો તૈયાર કરવામાં રોકાયો છું તે કામમાં એ વિઘ્નકર્તા નથી બનતું. સમાજશાસ્ત્ર કે ઇતિહાસ વિશેના કોઈ પુસ્તક વિશે મારે જાણકારી મેળવવી હોય તો એ મને સીમોન દ બોવ્વાર વાંચી સંભળાવે તે સાંભળું કે મારી પોતાની આંખોથી હું તે વાંચી લઉં તેમાં કશો ફરક પડતો નથી. બીજી બાજુ, જો મારે માત્ર હકીકતો એકઠી કરવાને બદલે

એ પુસ્તકની આલોચના કરવી હોય, એના ભાગો એકબીજા સાથે બરોબર સંલગ્ન છે કે નહિ એ તપાસવું હોય, પોતે જે સિદ્ધાંતો પ્રરૂપે છે તેની સાથે એ સુસંગત છે કે નહિ એનો નિર્ણય કરવો હોય, ને એવું એવું બધું કરવું હોય તો માત્ર પુસ્તકને વંચાતું સાંભળવું એ પર્યાપ્ત ન થાય. એ બધું કરવું હોય તો મારે સીમોન દ બોવ્વારને એ પુસ્તક મારી પાસે ઘણી વાર વાંચવા, અને દરેકેદરેક વાક્ય પછી નહિ તોયે દરેકેદરેક પરિચ્છેદ પછી થોડો થોડો વિરામ લેવા કહેવું જોઈએ.

સીમોન દ બોવ્વાર બહુ જ ઝડપથી વાંચે છે ને બહુ જ ઝડપથી બોલે છે. હું તેમને તેમની હંમેશની ગતિએ બોલવા દઉં છું અને તેમના વાચનના લયને અનુરૂપ બની જવા પ્રયત્ન કરું છું. એમ કરવામાં, સ્વાભાવિક રીતે જ, ઘણી મહેનતની જરૂર પડે છે. પછી, પ્રકરણ પૂરું થાય ત્યારે અમે વિચારોની આપ-લે કરીએ છીએ. સમસ્યા એ છે કે માણસ પોતે પોતાની આંખો વડે પુસ્તક વાંચતો હોય ત્યારે ચિંતનાત્મક આલોચનાનું જે તત્ત્વ સદૈવ હાજર રહેતું હોય છે તે, તેની પાસે મોટે મોટેથી જ્યારે કોઈ પુસ્તક વાંચી સંભળાવવામાં આવે ત્યારે એવા સુસ્પષ્ટ સ્વરૂપમાં હાજર હોતું નથી. માત્ર જે વંચાતું હોય તે સમજી લેવાનો સાદો-સીધો પ્રયત્ન જ ત્યારે વર્ચસ્ ધરાવતો હોય છે. વિવેચનનું તત્ત્વ ત્યારે પશ્ચાદ્ભૂમાં પડ્યું રહે છે. પછી પ્રકરણ પૂરું થતાં જ્યારે હું અને સીમોન દ બોવ્વાર અમારા અભિપ્રાયોની આપ-લે કરતાં હોઈએ છીએ ત્યારે વાચને જેને સંતાડી રાખ્યું હતું તે તત્ત્વને હું મારા ચિત્તની પશ્ચાદ્ભૂમાંથી બહાર ખેંચી લાવતો હોઉં તેવું મને લાગે છે.

પ્રશ્ન : આમ, અન્ય ઉપર આધારિત રહેવું તમને દર્દભર્યું નથી લાગતું ?

સાર્ત્ર : હા, જોકે "દર્દભર્યું" એ શબ્દ વધારે પડતો જોરદાર ગણાય, કેમ કે મેં અગાઉ કહ્યું છે તેમ હવે મને કશુંય દર્દભર્યું લાગતું નથી. ગમે તે થતું હોય છતાં હું કહું કે આ પરાધીનતા મને ભાગ્યે જ અસુખ કરનારી હશે. મને એકલા એકલા બેસીને વાંચવાની અને લખવાની ટેવ હતી. અને હું હજી પણ એમ જ માનું છું કે સાચા બૌદ્ધિકકાર્ય માટે એકલાપણું જરૂરનું છે. હું એમ નથી કહેવા માગતો કે કેટલુંક બૌદ્ધિકકાર્ય – પુસ્તકો લખવાનું પણ – થોડા માણસો સાથે બેસીને કરી ન શકે, પરંતુ બે કે ત્રણ જણા સાથે મળીને એવું સાચું બૌદ્ધિક કાર્ય – જે અંતે જતાં લખાયેલી કૃતિમાં અને તાત્ત્વિક ચિંતનમાં પરિણમે તે જાતનું કાર્ય – શી રીતે કરી શકે તે મને સમજાતું નથી. અત્યારના સમયમાં આપણે ત્યાં ચિંતનની જે પદ્ધતિ પ્રચલિત છે તે પ્રમાણે કોઈ પદાર્થ પાસે કોઈ ખ્યાલનું અનાવરણ કરવું એટલે એકલા હોવું.

પ્રશ્ન : તમને નથી લાગતું કે આ તમારી જ વિશેષતા હોય?

સાર્ત્ર : પ્રસંગોપાત્ત હું પણ સમૂહકાર્યોમાં સંલગ્ન થયો છું. દાખલા તરીકે એકોલ નોર્માલ (Ecole Normale=Normal School)માં. અને એ પછી યુનિવર્સિટી શિક્ષણની સુધારણા કરવા વિશેની યોજનામાં અન્ય પ્રાધ્યાપકો સાથે લ આવ્ર (Le Havre)માં. એ સમયે અમે શું શું કર્યું હતું એ હું ભૂલી ગયો છું. એ બધું એવું મૂલ્યવાન પણ નહિ હોય. 'On a raisson de se revolter' અને 'Entretiens sur la politique' નામનાં જે પુસ્તકો મેં David Rousset અને Gerard Rosenthal સાથે મળીને લખ્યાં હતાં તે સિવાયનાં મારાં બધાય પુસ્તકો મેં એકલાએ પૂરેપૂરાં મારી મેળે જ લખ્યાં હતાં.

પ્રશ્ન : હું તમને તમારા પોતાના વિશે પૂછું છું ત્યારે

તમને હેરાનગતિ થાય છે?

સાર્ત્ર : ના. કેમ? હું તો માનું છું કે દરેકદરેક માણસ પોતાની મુલાકાત લેનારની પાસે પોતાના અંતરતમ અસ્તિત્વ વિશેની વાત કરવા શક્તિમાન હોવો જોઈએ. હું ધારું છું કે દરેક માણસ બીજા માણસથી કશુંક છુપાવે છે, કશુંક ગુપ્ત રાખે છે. બધાઓથી, અલબત્ત, નહિ જ, પણ એ ક્ષણે જે એની સાથે વાત કરી રહ્યું હોય એનાથી તો ખરું જ. અને એ વાત જ માનવીના માનવી સાથેના સંબંધો બગાડી આપે છે.

હું માનું છું કે ગુપ્તતાને સ્થાને હંમેશાં પારદર્શકતાને સ્થાપિત કરી દેવી જોઈએ. હું એવો દિવસ કલ્પી શકું છું કે જ્યારે બે મનુષ્યોને એકબીજાથી ગુપ્ત રાખવાની કોઈ જાતની વાત હોય નહિ; કારણ કે ત્યારે આત્મલક્ષી જીવન અને વસ્તુલક્ષી જીવન બન્ને પૂરેપૂરાં અર્પિત થઈ ચૂક્યાં હશે, સમર્પિત થઈ ગયાં હશે. જે રીતે આપણે આપણાં શરીર સમર્પિત કરી દઈએ છીએ અને છતાં આપણા વિચારોય છુપાવી રાખીએ છીએ તે હકીકત સ્વીકારવી અશક્યવત્ બની રહે છે, કેમ કે મારે માટે શરીર અને ચેતના વચ્ચે કોઈ મૂળભૂત તફાવત અસ્તિત્વ ધરાવતો નથી.

પ્રશ્ન : આપણે જે માણસોને આપણાં શરીર સચ્ચાઈપૂર્વક સમર્પિત કરી દઈએ છીએ, માત્ર તેમની જ સમક્ષ આપણે આપણા વિચારોને સંપૂર્ણતયા ધરી દઈ શકીએ છીએ એ વાત સાચી નથી?

સાર્ત્ર : આપણાં શરીર તો આપણે દરેકને સુપરત કરી દઈ શકીએ છીએ – જાતીય સંબંધોના જગત સિવાય પણ, દૃષ્ટિપાત દ્વારા, સ્પર્શ દ્વારા. તમે તમારું શરીર મને ધરો છો, હું મારું તમને. શરીર તરીકે આપણે બન્ને એકબીજા માટે અસ્તિત્વ ધરાવીએ છીએ. પણ એ જ રીતે આપણે ચેતના તરીકે, વિચારો તરીકે અસ્તિત્વ ધરાવતા નથી – વિચારો શરીરના જ સુધારાવધારા રૂપ

(modifications) હોય છે તે છતાંય પણ.

આપણે ખરેખર જો અન્ય માટે જ અસ્તિત્વ ધરાવવા ઇચ્છતા હોઈએ – માત્ર શરીર તરીકે, જે શરીરને નિરંતર તદ્દન ખુલ્લું કરી શકાય તેવા શરીર તરીકે જ – જોકે ખરેખાત તો આવું કશું કદીયે બનતું જ નથી – તો એ અન્યને આપણા વિચારો આપણા શરીરમાંથી આવી રહ્યા છે તેમ લાગે. મોંમાં રહેલી જીભમાંથી શબ્દો બને છે. તો બધા જ વિચારો, ધૂંધળામાં ધૂંધળા, ક્ષણજીવીમાં ક્ષણજીવી – ઓછામાં ઓછું જેને સ્પર્શી શકાય તેવા બધા જ વિચારો – આ રીતે જ આવતા લાગે. તો પછી, કેટલીક સદીઓમાં પુરુષો અને સ્ત્રીઓની ઇજ્જત જોડે સંકળાઈ ગયેલી માનવામાં આવતી, અને મને જે તદ્દન મૂર્ખાઈભરેલી લાગે છે તે ગુપ્તતાનું, કે આવરણનું અસ્તિત્વ રહે નહિ.

**પ્રશ્ન :** આ પારદર્શકતાની આડે આવતું મુખ્ય વ્યવધાન તમને કયું લાગે છે?

**સાર્ત્ર :** સૌથી પ્રથમ તો દુરિત. તેનો અર્થ હું એવાં કૃત્યો, જે જુદી જાતના સિદ્ધાંતોથી પ્રેરિત બન્યાં હોય અને જેમનાં પરિણામો હું માન્ય ન કરતો હોઉં તેવો, કરું છું. દુરિત બધીય જાતના વિચારોનું પ્રત્યાયન મુશ્કેલ બનાવી દે છે, કેમ કે બીજો માણસ પોતાના વિચારો ઘડવા માટે જે સિદ્ધાંતોનો વિનિયોગ કરે છે તે સિદ્ધાંતો કેટલા પ્રમાણમાં મારા સિદ્ધાંતો જેવા જ છે તેની મને ખબર નથી. અલબત્ત, અમુક પ્રમાણમાં આ સિદ્ધાંતો સ્પષ્ટ થઈ શકે, ચર્ચી શકાય, સિદ્ધ કરી શકાય. પણ ગમે તેની સાથે હું ગમે તે વિષય વિશે વાત કરી શકું તે સાચું નથી. તમારી સાથે હું કરી શકું પણ મારા પાડોશી સાથે કે રસ્તો ઓળંગી રહેલા અન્ય આગંતુક સાથે હું એમ ન કરી શકું. છેક અંતિમ પ્રકારનો દાખલો લઈને કહું તો તે માણસ મારી સાથે

સંપૂર્ણતયા ખુલ્લા દિલની ચર્ચા કરવા કરતાં લડવાનું વિશેષ પસંદ કરે.

આમ અવિશ્વાસ, અજ્ઞાન અને ભયમાંથી જન્મતી સજસબકી સંભાલિયે (as for oneself)ની ભાવના મને બીજાની સાથે પૂરેપૂરા કે જોઈએ તેટલા વિશ્વાસપૂર્વક બધાયે પ્રકારની વાતો કરતાં રોકી રાખે છે. ઉપરાંત, અંગત રીતે કહું તો, હું જે કોઈ માણસોને મળું છું તેમની સાથે બધા જ વિષયો વિશેના મારા અભિપ્રાયોની ચર્ચા કરતો નથી. પણ હું ચર્ચા પર બની શકે તેટલો પ્રકાશ પાથરી રહું તેવો બની જાઉં છું, કેમકે મને લાગે છે કે આપણી અંદર આ જે અંધકારમય પ્રદેશ રહેલો છે—જે એકીસાથે આપણે માટે પણ અને અન્યો માટે પણ અંધકારમય જ હોય છે—તેને જો આપણે અન્યો માટે પ્રકાશમય બનાવવાનો પ્રયત્ન કરીએ તો જ એ આપણે માટે પ્રકાશમય બની રહે.

પ્રશ્ન : બીજું કશુંય કરતાં પહેલાં લેખનમાં આ પારદર્શકતા શોધવા તમે મથ્યા નહોતા ?

સાત્ર : પહેલાં જ નહિ, સાથે સાથે જ. મને લાગે છે કે લેખનમાં જ હું એ દિશામાં વધારેમાં વધારે આગળ વધ્યો હતો. પણ એ ઉપરાંત હંમેશની વાતચીતો પણ હોય છે—સીમોન દ બોવ્વાર સાથેની, અન્યો સાથેની, આ તમારી સાથેની, કેમ કે આજે આપણે બન્ને સાથે છીએ—જેમાં હું જેટલો સ્પષ્ટ અને સત્યમય બની શકું તેટલો બનવા પ્રયત્નશીલ રહું છું. ત્યારે હું મારી આત્મલક્ષિતાને સર્વાંશે સમર્પિત કરી દઉં છું; અથવા કરી દેવા પ્રયત્ન કરું છું. ખરેખર તો એનું સમર્પણ હું કંઈ તમને કરતો નથી. કોઈને પણ હું એ સમર્પણ કરતો નથી કેમ કે મારામાં હજી એવી ઘણી વસ્તુઓ પડી છે જે કહેવાવાની ના પાડે છે. મારી જાતને હું એ ચીજો કહી શકું પણ બીજા પાસે હું એ કહેવા જાઉં તો એનેઠ

એ સામનો કરે છે. બીજા માણસોમાં હોય છે તેમ મારામાં પણ અંધારાનું ઊંડાણ છે જે પોતાને અભિવ્યક્ત થવા દેતું નથી.

**પ્રશ્ન :** અજ્ઞાત ?

**સાર્ત્ર :** જરીકે નહિ. હું તો જે વસ્તુને જાણું છું તેને વિશે વાત કરી રહ્યો છું. કેટલીક ચીજો જે કહેવાઈ હોતી નથી, જે કહેવાવા ઇચ્છતી નથી તેવી ચીજોનો એક જાતનો છેવાડાનો અંશ હંમેશાં હોય છે જ, જે જ્ઞાત થવા, મારાથી જ્ઞાત થવા, ઇચ્છતો હોય છે. તમે જાણો છો તેમ માણસ બધુંયે બધું કહી શકે નહિ. પણ મને લાગે છે કે સમય જતાં, મારા મૃત્યુ પછી, કે કદાચ તમારા મૃત્યુ પછી, લોકો પોતાને વિશે વધુ ને વધુ વાતો કરતા થશે અને એથી એક મોટો પલટો આવી જશે. વધુમાં, મને લાગે છે કે આ પલટો કોઈ સાચી ક્રાંતિ જોડે સંલગ્ન છે.

સાચો સામાજિક સંવાદ સ્થપાય તે પહેલાં માણસનું અસ્તિત્વ તેના પાડોશીને પૂરેપૂરું દૃષ્ટિગમ્ય થવું જોઈએ, અને એને પક્ષે, એ પાડોશીનું અસ્તિત્વ પણ પૂરેપૂરું દૃષ્ટિગમ્ય હોવું જોઈએ. આજે આ બની શકતું નથી. પરંતુ ભવિષ્યમાં કોઈક વાર જો મનુષ્યો વચ્ચેના આર્થિક, સાંસ્કૃતિક અને ઊર્મિના સંબંધોમાં પલટો આવી જાય તો એ શક્ય બને. ભૌતિક અછતો નાબૂદ થતાં-વેંત એ શક્ય બનશે. મેં મારા 'દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા' (Critique of Dialectical Reason) નામના પુસ્તકમાં બતાવ્યું છે કે મારે મન આ ભૌતિક અછતો જ મનુષ્યો વચ્ચેના– અત્યારના અને ભૂતકાળના – વિરોધો અને સંઘર્ષોનું મૂળ છે.

બેશક, ભવિષ્યમાં અન્ય પ્રકારના વિરોધો અને સંઘર્ષો થશે. એ કયા પ્રકારના હશે એ વિશે હું અત્યારે કલ્પના કરી શકતો નથી. કોઈ પણ કરી શકે નહિ. પણ, જેમાં દરેક માણસ પોતાને અન્ય કોઈને

સંપૂર્ણતયા સમર્પિત કરી દે, ને તે અન્ય પણ તેમ જ કરે તે જાતની સામાજિકતા આડે એ વિઘ્નરૂપ નહિ બને. આ જાતનો સમાજ, અલબત્ત, જગતવ્યાપી હોવો જોઈએ, કેમ કે જો જગતમાં ક્યાંયે અસમાનતા કે હકદાવાઓ બાકી રહી જાય તો તેમાંથી જન્મતા સંઘર્ષો ધીમે ધીમે કરીને સમાજના સમગ્ર અંગનો કબજો મેળવી લે.

**પ્રશ્ન :** લેખન ગુપ્તતા અને વિરોધોમાંથી જન્મતું નથી? સંવાદી સમાજમાં અને અસ્તિત્વ ધરાવવાનું, કદાચ, કોઈ કારણ રહે પણ નહિ.

**સાર્ત્ર :** લેખન જરૂર ગુપ્તતામાંથી જન્મ પામ્યું છે, પણ આપણે ભૂલવું ન જોઈએ કે તે કાં તો તેની આ ગુપ્તતા ઢાંકી રાખવા અને જૂઠું બોલવા મથી રહ્યું હોય છે (એમ કરે છે ત્યારે તે તદ્દન રસવિહીન બની જાય છે), અથવા તો આ ગુપ્તતાની ઝાંખી કરાવવા, બીજાઓ સાથેના સંબંધો પૂરતો લેખક પોતે શું છે તે બતાવીને ગુપ્તતાને ખુલ્લી પાડવા તે મથી રહ્યું હોય છે. આમ કરે ત્યારે જે પ્રકાશીજ્જ્વલતા વિશે મેં વાત કરી તેની નજીક તે પહોંચી જાય છે.

**પ્રશ્ન :** ૧૯૭૧ આસપાસ એક વાર તમે મને કહ્યું હતું : "આખરે સત્ય કહી દેવાનો સમય અમારે માટે આવી પહોંચ્યો છે," વળી તમે ઉમેર્યું હતું : "પણ એ તો હું કલ્પનોત્થ કથાની કૃતિ દ્વારા જ કહી શકું." એવું શા માટે?

**સાર્ત્ર :** એ વખતે હું એક કથા લખવાનો વિચાર કરતો હતો. એની દ્વારા હું, એ પહેલાં એક જાતના રાજકીય ખરડા દ્વારા જે કંઈ કહેવા માગતો હતો તે આડકતરી રીતે રજૂ કરવા ધારતો હતો. એ ખરડો મારી આત્મકથાનો આગળ વધારેલો અંશ જ હોત, પણ એ ન લખવાનો મેં નિર્ણય કર્યો હતો. જે વાર્તા

લખવાનું હું વિચારી રહ્યો હતો તેમાં કાલ્પનિક કથાનું તત્ત્વ ઓછામાં ઓછું હોત. તેમાં મેં એક એવું પાત્ર સર્જ્યું હોત જેને વિશે વાચકને કહેવાની ફરજ પડી હોત કે "અહીં રજૂ થતો માણસ સાર્ત્ર છે."

એનો અર્થ એ નથી કે વાચકને માટે એ પાત્ર અને લેખક એકબીજા ઉપર ચોંટાડી દીધેલા જેવા બની ગયા હોત. માત્ર એટલું જ કહેવાનું છે કે એ વાચકને માટે એ પાત્રને ઓળખવાની સારામાં સારી રીત મારા તરફથી એને શું મળી રહ્યું છે એ જોવા-જાણવાની હોત. હું એક એવી કલ્પનાકથા લખવા માગતો હતો જે કલ્પનાકથા ન હોય. આજે લેખન કરવું એટલે શું તેનો આ દાખલો થયો. આપણને પોતાને આપણે થોડાઘણા જ ઓળખીએ છીએ, અને હજી સુધી આપણે આપણી જાતને એકબીજાને પૂરેપૂરી સમર્પિત કરી શકતા નથી. મારે માટે લેખનનું સત્ય એ જ કહેવાય કે હું કહી શકું : "હું કલમ ઉપાડું છું. મારું નામ સાર્ત્ર છે. હું વિચારું છું તે આ છે."

**પ્રશ્ન** : અભિવ્યક્તિ કરનારથી સ્વતંત્ર રહીને સત્યના અભિવ્યક્તિ થઈ શકે નહિ?

**સાર્ત્ર** : એમ થાય તો એમાં કશો રસ રહે નહિ. તેમાં, આપણે જે જગતમાં જીવીએ છીએ તેમાંથી વ્યક્તિ અને માણસને ખસેડી મુકાયો હોય, અને એથી એ સત્ય વસ્તુલક્ષી સત્ય કરતાં જરીયે આગળ જઈ શકે નહિ. પોતાનાં આગવાં સત્યો વિશે વિચાર કર્યા વિના પણ માણસ વસ્તુલક્ષી સત્યો સુધી પહોંચી શકે. પણ જો હું મારી વસ્તુલક્ષિતા અને એ વસ્તુલક્ષિતાની પાછળ રહેલી મારી આત્મલક્ષિતા ( માણસની વસ્તુલક્ષિતા જેટલો જ માણસનો અંશ બની રહેલી આત્મલક્ષિતા ) બન્ને વિશે બોલતો હોઉં તો એ ક્ષણે મારે માટે આમ લખવું જરૂરી બની જાય : "હું સાર્ત્ર."

અને આપણે એકબીજાને પૂરતા પ્રમાણમાં ઓળખતા ન હોવાથી અત્યારને તબક્કે એ જાતની પ્રક્રિયા શક્ય નથી. એટલે, આ જાતની વસ્તુલક્ષી – આત્મલક્ષી સંપૂર્ણતાને માટે કલ્પનાકથાનો આડવાંક જ અસરકારક અભિગમ પૂરો પાડે છે.

પ્રશ્ન : તો પછી તમે એમ કહો છો કે [ આત્મકથા ] 'શબ્દો'-ના લેખન દ્વારા તમે પહોંચી શકયા છો એ કરતાં રોકાન્તા (Roquentin) કે માત્ય (Mathieu)ના આલેખન દ્વારા તમે તમારા પોતાના સત્યની વિશેષ નજીક પહોંચી શકયા છો ?

સાર્ત્ર : શક્ય છે. અથવા એમ કહું કે મને એમ લાગે છે કે 'ઉબકા' (Nausea) અથવા 'સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના માર્ગો' (The Roads to Freedom) કરતાં 'શબ્દો' વધારે સત્યમય નથી. તેમાં હું જે હકીકતો વિશે વાત કરું છું તે સાચી નથી એમ નહિ, પણ 'શબ્દો' પણ એક જાતની નવલકથા જ છે – હું જેમાં શ્રદ્ધા ધરાવું છું તેવી નવલકથા – પણ છતાં નવલકથા તો ખરી જ.

પ્રશ્ન : જ્યારે તમે કહ્યું કે આખરે સત્ય કહી દેવાનો સમય તમારે માટે આવી પહોંચ્યો છે ત્યારે એ નિવેદનનો અર્થ એમ પણ થઈ શકે કે અત્યાર સુધી તમે માત્ર અસત્ય જ બોલ્યા હતા.

સાર્ત્ર : ના, અસત્ય જ બોલ્યો હતો એમ નહિ, પણ માત્ર જે અધૂરું જ સત્ય હતું, પા જ સત્ય હતું, તે જ મેં ઉચ્ચાર્યું હતું. દાખલા તરીકે મારી જિંદગીના જાતીયતાના કે વાસનામયતાના સંબંધો વિશે તો હું બોલ્યો જ નથી. ઉપરાંત એમ કરવાનું કારણ પણ હું જોતો નથી – સિવાય કે બીજી જાતનો સમાજ અસ્તિત્વમાં આવી ગયો હોય જેમાં સૌ કોઈ પોતાના બાજી ખુલ્લી કરીને મેજ ઉપર ગોઠવી દેતું હોય.

**પ્રશ્ન** : પણ તમને ખાતરી છે કે તમારા પોતા વિશે જાણવા-જોગું બધુંય તમે જાણો છો? તમને કદી પણ માનસપૃથક્કરણશાસ્ત્રને અજમાવી જોવાની લાલચ થઈ આવી નથી?

**સાર્ત્ર** : હા, થઈ છે, પણ બીજી રીતે મારે વિશેની જે ચીજો સમજી શકયો ન હોત તે ચીજોને સમજી લેવા ખાતર નહિ. ૧૯૫૪માં મેં 'શબ્દો'નો પહેલો મુસદ્દો લખ્યો. પછી ૧૯૬૩માં હું ફરીથી તેના તરફ વળ્યો ત્યારે મેં માનસપૃથક્કરણ કરનારા મિત્ર પોંતાલી (Pontalis)ને એ મારું માનસપૃથક્કરણ કરવા માગતા હોય તો પૂછી જોયું. માનસપૃથક્કરણશાસ્ત્રીની પૃથક્કરણની રીતિ વિશેના બૌદ્ધિક કુતૂહલથી સવિશેષ પ્રેરાઈને મેં તેમ પૂછ્યું હતું, મારી જાતને સવિશેષપણે સમજવાના ઇરાદાથી નહિ. પણ એમણે કહ્યું – અને તેમાં તે સાચા હતા – કે છેલ્લાં વીસ વર્ષના અમારા સંબંધો જોતાં એમને માટે એ અશકયવત્ હતું. એ માત્ર એક ખાલી વિચાર આવી ગયેલો – ધૂંધળો ધૂંધળો વિચાર. ને એ પછી તો એ વિશે મેં જરીયે વિચાર્યું પણ નથી.

**પ્રશ્ન** : એ છતાં પણ, તમારી નવલકથાઓ વાંચીને માણસ તમે જે રીતે જાતીયતાનો અનુભવ કર્યો છે તે વિશે ઘણીબધી ચીજો તારવી શકે.

**સાર્ત્ર** : હા, અને મારાં તત્ત્વજ્ઞાનવિષયક પુસ્તકોમાંથી પણ એ એમ કરી શકે. પણ એ તો મારા જાતીય જીવનના એક તબક્કાનું જ પ્રતિનિધિત્વ કરે છે. એ પુસ્તકમાંથી કોઈ પણ મને સાચેસાચી રીતે શોધી કાઢી શકે તેટલી તેમાં વિગતો કે સંકુલતા નથી. તો પછી, તમે કહેશો, તેની વાત જ શા માટે કરવી? તો હું કહીશ કે, હું માનું છું તે પ્રમાણે લેખકે પોતાના સમગ્ર અસ્તિત્વ વિશે વાત કરતી વખતે સમગ્ર જગત વિશે વાત કરવી જોઈએ. લેખકનું કાર્ય દરેકેદરેક વસ્તુ વિશે વાત કરવાનું છે. એટલે કે, વસ્તુલક્ષી

જગત વિશે પણ, અને તેના વિરોધમાં રહેલી અને તેને નકારતી આત્મસભાનતા વિશે પણ. આ સંપૂર્ણતાને આખી ને આખી છતી કરતાં જતાં લેખકે તેનું સંપૂર્ણ ચિત્રણ કરી દેવું જોઈએ એટલે તો એણે પોતા વિશે બોલવું જ જોઈએ. ને વાસ્તવમાં, તો એ હંમેશાં એમ કરતો જ આવ્યો છે—થોડીઘણી સફળતાપૂર્વક, થોડીઘણી સંપૂર્ણતાપૂર્વક, પણ નિરંતર.

પ્રશ્ન : તો પછી લેખનનું જ ખાસ કહેવાય એવું કાર્યક્ષેત્ર કયું? એમ નથી લાગતું કે આ સંપૂર્ણતા વિશે તો મૌખિક રીતે પણ બોલી શકાય?

સાર્ત્ર : સિદ્ધાંતમાં એ શક્ય છે, પણ હકીકતમાં, માણસ જેટલું લેખન દ્વારા કહે છે તેટલું કદીયે બોલીને કહેતો હોતો નથી. લોકોને મૌખિક ભાષા વાપરવાની ટેવ જ નથી. આજના જગતમાં વધુમાં વધુ ઊંડાણભરી વાતચીતો બૌદ્ધિકો વચ્ચે જ થતી હોય છે. એનો અર્થ એવો નથી કે બૌદ્ધિકો અબૌદ્ધિકો કરતાં, ચોક્કસ જ, સત્યની વિશેષ નજદીક હોય છે, પરંતુ અત્યારના સમયમાં તેમની પાસે જ્ઞાન છે, અને વિચારની એક પદ્ધતિ છે—દાખલા તરીકે માનસપૃથક્કરણશાસ્ત્રીય કે સમાજશાસ્ત્રીય વિચારની—જે તેમને પોતાની જાત વિશે અને બીજાઓ વિશે અમુક જાતની સમજણના સ્તર સુધી પહોંચી શકતા કે છે. જે લોકો અબૌદ્ધિકો હોય છે તેઓ સામાન્ય રીતે એ સ્તર સુધી પહોંચતા નથી. સંવાદ એ રીતે આગળ વધતો રહે છે કે દરેક માણસને એમ લાગે છે કે પોતે બધુંયે કહી દીધું છે અને સામેનાએ પણ બધું કહી દીધું છે. વાસ્તવમાં તો જે કંઈ કહેવાઈ ગયું હોય તેને ઓળંગી ગયા પછી જ ખરી સમસ્યાઓ શરૂ થતી હોય છે.

પ્રશ્ન : એટલે તો તમે જ્યારે જે સત્ય આખરે કહી જ

દેવાવાનું છે તે વિશે વાત કરી ત્યારે તમે અમુક ચીજો દાબી રાખી હતી તેની હવે અભિવ્યક્તિ કરવાની વાત નહોતા કરતા, પણ પહેલાં તમે જે વસ્તુઓ સમજ્યા નહોતા તેને વિશેની વાત કરતા હતા ને?

સાર્ત્ર : બધાથીયે વિશેષ તો મારી જાતને એવી સ્થિતિમાં મૂકી દેવાનો એ પ્રશ્ન હતો કે જે સ્થિતિમાં, એની પહેલાં મેં જે જાતનું સત્ય જાણ્યું ન હોય તે સત્ય મને જરૂર જ દેખા દે. સાચી કલ્પનાકથાના સાધન દ્વારા કે કલ્પનાકથાના સત્ય દ્વારા હું મારા જીવનનાં કાર્યો અને વિચારોને ફરી હાથમાં લઉં – એમને એક સમગ્ર પિંડ બનાવી દેવા માટે. એ બધાયે સમય દરમિયાન હું તેમના દેખીતા પરસ્પર વિરોધો અને તેમની મર્યાદાઓનું પરીક્ષણ કરતો રહું, જેથી એ મર્યાદાઓ ખરેખર અસ્તિત્વ ધરાવે છે તે સાચું છે કે નહિ તે જાણી શકું, કેટલાક વિચારો હકીકતમાં પરસ્પર વિરોધી ન હોવા છતાં તેમને પરસ્પર વિરોધી માનવાને હું મજબૂર નહોતો બન્યો તે વિશે ખાતરી પામી શકું, અને કોઈ ચોક્કસ ક્ષણનાં મારાં કાર્યો સાચી નુકતેચીની પામ્યાં હતાં તેમ હું ફરીથી દઢતાપૂર્વક સ્થાપી શકું.

પ્રશ્ન : અને કદાચ તમે પોતે ઉપજાવી કાઢેલી પદ્ધતિ (system)માંથી તમને મુક્તિ મેળવી દેવાનો એ માર્ગ પણ હોય?

સાર્ત્ર : હા, મારી ઉપજાવેલી પદ્ધતિમાં દરેકેદરેક વસ્તુનો સમાવેશ થઈ શકતો નહોતો તેટલા પૂરતું તેમ પણ હોય. મારે મારી જાતને તે પદ્ધતિની બહાર મૂકવી જરૂરી હતી. ને મેં પોતે જ એ પદ્ધતિ ઘડી હતી એટલે શક્ય હતું કે હું પોતે જ પાછો તેમાં ઘૂસી જાઉં. એમ થાત તો તો મારી રચેલી પદ્ધતિની બહાર સત્ય વસી શકે તેવી કલ્પના પણ હું કરી શકું તેમ નથી. તે વાત સાબિત થઈ જાત. પણ એનો અર્થ એમ પણ થઈ શકત કે ઊંડામાં ઊંડા સત્ય સુધી એ પહોંચી ન શકતી હોય તો પણ એ પદ્ધતિ

અમુક સ્તરે પ્રમાણભૂત બની રહે છે.

સત્યને હંમેશાં શોધી કાઢવું જ રહે છે કેમ કે એ અનંત હોય છે. એનો અર્થ એમ નથી કે આપણે કેટલાંક મળ્યો શોધી કાઢી શકતા જ નથી. અને મને લાગે છે કે જો મારા સત્યનો હિસાબ આપનારી કથા બનવાની હતી તે કથામાં હું જે કરવા માગતો હતો તે જો હું કરી શક્યો હોત તો, જો મારું નસીબ થોડું પાધરું હોત તો, માત્ર મારી જાત વિશેનાં જ નહિ, પરંતુ જે જમાનામાં હું જીવતો હતો તે જમાના વિશેનાં પણ કેટલાંક સત્યો મેં શોધી કાઢયાં હોત. ને છતાં સંપૂર્ણ સત્ય તો હું શોધી શક્યો જ ન હોત. હું તો માત્ર એટલી જ વાત કરત કે એ પામવું પણ શકય છે—ભલે આજે એને પામવા કોઈ શક્તિમાન ન હોય, તોપણ.

પ્રશ્ન : જો હજી પણ તમે લખી શકતા હોત તો તમે આ વિશે જ વાત કરતા હોત?

સાર્ત્ર : હા, અને અમુક અર્થમાં તો હું હંમેશાં એને વિશે જ કાર્યશીલ રહ્યો છું.

પ્રશ્ન : ને છતાં સીમોન દ બોવ્વારનાં સંસ્મરણો દ્વારા અમે જાણીએ છીએ કે ૧૯૭૫ના વર્ષથી તમે એક જાતની હદ ઉપરાંતની ઉતાવળમાં હો એવી લાગણીથી કામ કરી રહ્યા છો. સીમોન દ બોવ્વાર કહે છે કે તમે "સમયની સામે, મૃત્યુની સામે થકવી નાખે એવી શરતી દોડ" આદરી રહ્યા છો. મને લાગે છે કે તમારામાં જો ઉતાવળની આવી જબરી વૃત્તિ કામ કરી રહી હોય તો તમને એમ લાગતું હશે કે જે કહેવાનું જોઈએ એવું કંઈ કહેવાને માત્ર તમે એકલા જ શક્તિમાન હતા. આ સાચું છે?

સાર્ત્ર : હા, એક રીતે સાચું છે. એ સમયે મેં 'દ્વંદ્વાત્મક

જ્ઞાનની મીમાંસા' (Coitique of Dialectical Reason) લખવું શરૂ કર્યું હતું, અને એ મને પરેશાન કરી રહ્યું હતું. દિવસના દસ કલાક સુધી હું એ કામ કર્યા કરતો, એ માટે કોરિડ્રેઈન (Corydrane) ઔષધ પણ લેતો. છેલ્લે છેલ્લે તો એક દિવસમાં એની વીસપચીસ ગોળીઓ લેતો. આ પુસ્તક પૂરું કરવું જ જોઈએ તેમ મને ચોક્કસપણે લાગ્યા કરતું હતું. જ્ઞાનતંતુઓને ઉત્તેજિત કરતાં તેમાંના એમ્ફેટેનાઈન્સ (amphetamines) મારી વિચાર કરવાની શક્તિ અને લખવાની ગતિને તેજ કરી દેતાં હતાં. એથી તો મારી ગતિ હમેશની ગતિ કરતાં ત્રણ ગણી બની જતી હતી. મારે ખૂબ ઝડપથી કામ કરવું હતું.

બુડાપેસ્ટવાળો બનાવ બની ગયા પછી આ સમયગાળામાં મેં સામ્યવાદીઓ સાથેના સંબંધો તોડી નાખ્યા હતા. ભંગાણ પૂરેપૂરું પડયું નહોતું, પણ ગ્રંથિ જર્જરિત બની ગઈ હતી. ૧૯૬૮ પહેલાં સામ્યવાદી ચળવળ બધાય ડાબેરી પક્ષોનું પ્રતિનિધિત્વ ધરાવતી લાગતી હતી, અને ત્યારે એ પક્ષ સાથે છેડો ફાડી નાખવો એ એક જાતનો દેશવટો વહોરી લેવા જેવું બન્યું હોત. તમે ડાબેરી પક્ષોથી જ્યારે છૂટા થઈ જાઓ ત્યારે કાં તો તમે જમણી બાજુ ઢળી જાઓ – પહેલાંના ઘણાયે સામ્યવાદીઓ ઢળી જતા હતા તેમ – અથવા તો એક જાતનો ઉપેક્ષાની એવી સ્થિતિમાં પેસી જાઓ કે જેમાં તમે જે રીતે વિચાર ન કરો તેમ સામ્યવાદીઓ ઇચ્છતા હોય તેવા વિચારો કરવાની એકમાત્ર સ્થિતિ તમે પ્રાપ્ત કરો.

વિચારોની દુનિયા ઉપર સામ્યવાદી પક્ષની જે પકડ હતી તેની સાથે હિસાબ ચૂકતે કરવાની એક રીતનું પ્રતિનિધિત્વ 'દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા'નું લેખન મારે માટે ધરાવતું હતું. 'મીમાંસા' એ સામ્યવાદીઓની વિરુદ્ધમાં લખાયેલી માર્ક્સવાદી કૃતિ છે. મને લાગતું હતું કે સામ્યવાદીઓએ માર્ક્સને પૂરેપૂરો મચડી નાખ્યો

વાક્યો લખી રહ્યો હતો. લખાઈ રહેલા નાટક સાથે એ વાક્યોને કશો સંબંધ નહોતો. સીમોન દ બોવ્વાર આથી ઘણો ભય પામી ગયાં હતાં.

**પ્રશ્ન** : તમે પોતે ભય પામ્યા હતા ?

**સાર્ત્ર** : ના, પણ મને લાગ્યું કે મારી તબિયત સારી નહોતી. હું ભય કદીયે પામ્યો જ નહોતો. છતાં મેં લખવાનું બંધ કર્યું. મને નથી લાગતું કે બે મહિના સુધી મેં કશું કર્યું હોય. એ પછી હું પાછો કામ કરવા લાગ્યો, પણ આને અંગે 'આલ્તોનાના સજા પામેલાઓ' એક વર્ષ પાછું ઠેલાયું.

**પ્રશ્ન** : મને લાગે છે કે આ સમયે તમારા વાચકો પ્રત્યે, તમારા પોતા પ્રત્યે અને "તમારી ચામડીમાં જે આદેશો (Commandments) વણાઈ ગયેલા છે" તેમ તમે 'શબ્દો'માં કહ્યું હતું તેના પ્રત્યે જવાબદારીની તીવ્ર લાગણી ધરાવતા હતા. તમારે માટે એ સમયે પ્રશ્ન હતો "લખું કે મરું" તેનો. તેમાં તમે ઢીલા ક્યારે પડ્યા – જો કદીયે ઢીલા પડ્યા હો, તો ?

**સાર્ત્ર** : છેલ્લાં થોડાં વર્ષોથી – જ્યારથી ફ્લોબેર લખવાનું મેં છોડી દીધું ત્યારથી – એ પુસ્તક ઉપર પણ, કોરિડ્રેઈનનો ઉપયોગ કરી કરીને મેં પુષ્કળ કામ કર્યું છે. એને વિશેના કામને વારંવાર હાથમાં લેતાં લેતાં મેં પંદર વર્ષ ગાળ્યાં છે. વચ્ચે વચ્ચે વળી કંઈક બીજું લખી લઉં, પછી પાછો ફ્લોબેર તરફ વળું. એમ કરવા છતાં પણ હું એ પૂરું કરી શકવાનો નથી. પણ એથી મને બહુ દુઃખ થતું નથી, કેમ કે મને લાગે છે કે એના પહેલા ત્રણ ભાગમાં મેં સહુથી વિશેષ મહત્ત્વની વાતો કરી દીધી છે. મેં જે ત્રણ ભાગ લખ્યા છે એની પશ્ચાદ્‌ભૂ ઉપર અન્ય કોઈક ચોથો ભાગ લખી શકે.

રહેવું પડે છે. સિત્તેર વર્ષની વયે હું એવી આશા ન જ રાખી શકું કે મારે માટે બાકી રહેલાં દસ ઉપયોગી વર્ષોમાં હું મારા જીવનને સાર્થક કરતી નવલકથા કે તત્ત્વજ્ઞાનની કૃતિ રચી શકીશ. સિત્તેર અને એંસી વચ્ચેનાં વર્ષો કેવાં હોય છે એ તો સહુ કોઈ જાણે છે......

પ્રશ્ન : તો તો પછી, આપણે જેને વિશે વાત કરી રહ્યા છીએ તે તમારા આંશિક અંધાપા વિશેની નહિ પણ તમારી વૃદ્ધાવસ્થા વિશેની છે એમ થયું.

સાર્ત્ર : મારા આંશિક અંધાપા દ્વારા હું મારી વૃદ્ધાવસ્થાને અનુભવી શકું છું. એ અંધાપો અકસ્માત છે. એ વૃદ્ધાવસ્થાને અનુભવવાનાં બીજાં કારણો પણ હોઈ શકે. એ અંધાપા મારફત અને જેને નકારી શકાય તેમ છે જ નહિ તેવા મૃત્યુની નિકટતા મારફત હું એ વૃદ્ધાવસ્થાને અનુભવું છું. એને વિશે હું વિચારો કર્યા કરું છું એવું નથી. હું એને વિશે કદી વિચારો કરતો નથી. પણ મને ખબર છે કે એ આવી રહ્યું છે.

પ્રશ્ન : પહેલાં પણ તમને એની ખબર હતી?

સાર્ત્ર : હા, પણ હું એ વિશે વિચાર કરતો નહિ. ખરેખર નહોતો કરતો. તમને ખબર છે, હું ત્રીસ વર્ષની આસપાસનો થયો ત્યાં સુધી મને લાગતું કે હું અમર છું? પણ હવે મૃત્યુ વિશે વિચાર કર્યા સિવાય પણ હું જાણું છું કે હું બહુ મર્ત્ય છું. હું જાણું છું કે હું મારા જીવનના છેલ્લા તબક્કામાં છું. અને એટલે કેટલીક કૃતિઓ રચવી મારે માટે શક્ય નથી. એ કૃતિઓમાં સમાવિષ્ટ મુશ્કેલીઓને કારણે નહિ પણ એમના કદને કારણે મને આમ લાગે છે, કારણ કે મને લાગે છે કે દસ વર્ષ પહેલાં મારામાં જે બૌદ્ધિક સ્તર હતો તે જ સ્તર હજી મારામાં પ્રવર્તે છે. મારે માટે મહત્ત્વની ચીજ એ છે કે જે કરવાનું હતું તે કરી ચુકાયું છે – તે સારી રીતે થયું હોય કે ખરાબ

રીતે તેથી કશો ફરક પડતો નથી. ગમે તે હોય પણ તે કરવા માટે મેં પ્રયત્ન તો કર્યો છે જ. અને વળી હજી દસ વર્ષ શેષ રહ્યાં છે.

પ્રશ્ન : તમે મને થેસે (Thesee)માં જે જીદ લખે છે તેની યાદ આપો છો. "મેં મારું કાર્ય કર્યું છે. હું જીવ્યો છું." એ પંચોતેર વર્ષના હતા અને તેમનામાં આ ગૌરવભાવ હતો – આ પૂરા કરેલા કાર્યનો સંતોષ. તમે પણ એ જ કહો છો?

સાર્ત્ર : બરાબર એ જ.

પ્રશ્ન : એ જ ભાવથી?

સાર્ત્ર : મારે તેમાં થોડી ચીજો ઉમેરવાની રહે. જીદ જે રીતે પોતાના વાચકો વિશે વિચારતા હતા તે રીતે હું વિચારતો નથી. પુસ્તકમાંની ક્રિયા વિશે પણ હું તેમની માફક વિચારતો નથી. સમાજના ભવિષ્ય વિશે તેમની જે ધારણા હતી તે મારી નથી. પણ માત્ર વ્યક્તિને જ લક્ષમાં રાખીએ તો હા, એક અર્થમાં એ જ ભાવથી. ઠીક છે, મારે જે કરવાનું હતું તે મેં કર્યું છે.

પ્રશ્ન : તમારા જીવનથી તમે સુખી છો?

સાર્ત્ર : ખૂબ જ. જોકે મને લાગે છે કે મને જરા વધારે સારું ભાગ્ય મળ્યું હોત તો મેં વધારે વિષયોને સ્પર્શ્યા હોત, અને વધારે સારી રીતે સ્પર્શ્યા હોત.

પ્રશ્ન : અને વળી જો તમે તમારી જાતની વધારે સંભાળ લીધી હોત તો પણ તમે તેમ કરી શક્યા હોત. કેમ કે જ્યારે તમે 'દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા' લખી રહ્યા હતા ત્યારે તમે તમારી તંદુરસ્તીને ખતમ કરી નાખી હતી.

સાર્ત્ર : તંદુરસ્તી છે શેને માટે? પૂરેપૂરી તંદુરસ્ત

સ્થિતિમાં રહેવા કરતાં 'દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા' લખવું એ વધારે સારું છે. આ હું કોઈ જાતના અભિમાન વિના કહું છું – કહું કે સુદીર્ઘ, ચોકસાઈભર્યું અને નિજનું આગવું મહત્ત્વ ધરાવતું લખવું એ સંપૂર્ણ રીતે તંદુરસ્ત હોવા કરતાં ચઢિયાતું છે.

પ્રશ્ન : થોડા મહિના પહેલાં તમે વિનોદ અને વિષાદમિશ્રિત સ્વરે કહ્યું હતું : "હવે મારું અવતરણ થઈ રહ્યું છે. હું 'એ પણ હતા' બની ગયો છું." તમારું મૂલ્ય જોઈએ તે કરતાં ઓછું અંકાય છે એવી લાગણી તમને થાય છે?

સાર્ત્ર : ઓછું મૂલ્ય અંકાય છે? ના. ઓગણીસમી સદીના કવિઓ અને લેખકોનું જે રીતે ઓછું મૂલ્ય અંકાતું હતું તે અર્થમાં નહિ. પણ કદાચ હું બહુ જાણીતો નયે હોઉં.

પ્રશ્ન : બાળક હતા ત્યારે તમારામાં બે મહત્ત્વાકાંક્ષાઓ હતી. કલાકૃતિ સર્જવી અને પ્રખ્યાત થવું. કયા બિંદુએ તમને લાગ્યું કે તમે સફળ થયા છો?

સાર્ત્ર : મને હંમેશાં લાગતું કે હું સફળ થઈશ જ. એથી મને કોઈ પણ વખત હું સફળ થયો છું એવી સ્પષ્ટ લાગણી થઈ જ નથી. પણ હું એટલું કહું કે યુદ્ધ પછી મને સફળતા મળી.

પ્રશ્ન : બીજા શબ્દોમાં કહીએ તો ૧૯૪૫માં તમારા ઉપર કીર્તિનો જે બોજો ઊતર્યો...

સાર્ત્ર : બહુ મોટો બોજો.

પ્રશ્ન : સાથે સાથે તમને એનો આનંદ પણ આવતો હતો?

સાર્ત્ર : મારી વાત માનજો. મને આનંદ નહોતો આવતો. કારણ કે એની સાથે એટલાં અપમાનો, અને નિંદા પણ, જોડાયેલાં

હતાં કે એથી ચીઢ ચઢતી. પણ એ નાસીપાસ કરનારું નહોતું – એથી તો એ ક્યાંય દૂર હતું, કેમ કે પછીથી મને એમાં મજા પડતી. પણ શરૂ શરૂમાં, એની સાથે જોડાયેલો ધિક્કાર મને બહુ ખરાબ રીતે પજવતો.

**પ્રશ્ન** : ધિક્કારની તમારા પર અસર થાય છે?

**સાર્ત્ર** : ના, હવે જરીય નથી થતી. પણ એ સમયમાં તો હું એને પહેલવહેલી વાર અનુભવી રહ્યો હતો. જર્મનોએ તાબે કરેલા દેશની સ્થિતિમાંથી હું હજી માંડ બહાર નીકળ્યો હતો – અને એ જેવીતેવી વાત નહોતી – ને ત્યાં જ મને ખબર પડી કે મારા સમકાલીનો મને ધિક્કારતા હતા. એક વિચિત્ર સંવેદના હતી એ. ને પછી, આખર જતાં, એ બધાનું પરિણામ સરસ આવ્યું. મારા સમકાલીનોએ મને હંમેશાં ધિક્કાર્યો જ છે, પણ છતાં મહત્ત્વની વાત એ હતી કે યુવાન માણસો સાથે મારો સરસ સંબંધ બંધાઈ ગયો હતો. લગભગ ૧૯૬૫ સુધી તે સંબંધ ચાલ્યો. હું એમ કહેવા માગું છું કે ૧૯૬૮ના બનાવો મારાથી તદ્દન વેગળા રહીને જ બન્યા હતા – એ આવી રહ્યા છે એ પણ હું તો જોઈ શક્યો નહોતો. ને પછી ૧૯૬૯ આસપાસ હું ફરી પાછો યુવાન માણસોની – તેમાંના કેટલાકની – નજદીક આવી ગયો, ને મને યુવાન શ્રોતાવર્ગ મળતો રહ્યો. હવે વાત જુદી બની ગઈ છે. હવે એ બધું બદલાવા લાગ્યું છે. હવે મારાં ગાંસડાંપોટલાં ઉપાડવાનો સમય આવી લાગ્યો છે.

**પ્રશ્ન** : યુવાન બૌદ્ધિકો તમને વધારે પ્રમાણમાં વાંચતા નથી અને તમારા વિશેના તથા તમારા કાર્ય વિશેના ખોટા ખ્યાલોથી જ એ લોકો તમને ઓળખે છે તેથી તમને દુઃખ થાય છે?

સાર્ત્ર : હું તો એટલું જ કહું કે મારે માટે એ ખૂબ ખરાબ થયું છે.

પ્રશ્ન : તમારે માટે કે તેમને માટે ?

સાર્ત્ર : સાચું કહું તો તેમને માટે પણ. પણ મને લાગે છે કે આ તબક્કો ક્ષણિક છે.

પ્રશ્ન : રોલાં બાર્થે હમણાં હમણાંમાં ભવિષ્યવાણી ઉચ્ચારી છે કે લોકો તમને ફરી પાછા શોધી કાઢશે, અને એ પણ થોડા જ સમયમાં, તદ્દન સ્વાભાવિક રીતે બનવા પામશે, – તેની સાથે તમે મૂળભૂત રીતે સંમત થાઓ છો ખરા ?

સાર્ત્ર : એવી આશા હું રાખું છું.

પ્રશ્ન : અને નવી પેઢી તમારી કૃતિઓમાંથી કઈ કૃતિઓને ફરીથી અપનાવે તે જોવાની તમે આશા રાખો છો ?

સાર્ત્ર : પરિસ્થિતિઓ (Situations), સાં જિને (Saint Genet), દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા (Critique of Dialectical Reason) અને શયતાન અને ભલા ભગવાન (The Devil and the Good Lord) મને લાગે છે કે તત્ત્વજ્ઞાનની ન હોવા છતાં આલોચનાત્મક અને રાજકીય તત્ત્વજ્ઞાનની સહુથી નજીક આવી જતી કૃતિ પરિસ્થિતિઓ (Situations) છે. ને વળી ઉબકા (Nausea) પણ, કેમ કે માત્ર શુદ્ધ સાહિત્યના દૃષ્ટિબિંદુથી જોઈએ તો મેં રચેલી સારામાં સારી કૃતિ એ છે.

* * *

પ્રશ્ન : તમને ગમે કે ન ગમે, પણ સાર્ત્ર, તમે માત્ર ગમે તે કોઈ વ્યક્તિ નથી. 'શબ્દો'માંના છેલ્લા વાક્યથી લોકો

આઘાત પામ્યા હતા. " જો અશક્ય એવી મુક્તિમત્તાને હું ભંડકિયામાં ભંડારી દઉં તો બાકી શું રહે છે? એક આખો માણસ, બધા જ માણસોનો બનેલો, એ બધાના જેટલો જ સારો અને એ બધામાંના કોઈ એકથી વધારે સારો નહિ." એ લોકોના કહેવા પ્રમાણે તો માત્ર કંઈક હોવા કરતાં જે માણસ ખરેખર કંઈક વધારે બની ગયો હોય છે તે જ માણસ દાવો કરી શકે કે પોતે માત્ર કોઈ પણ માણસ (Just anybody) છે.

સાર્ત્ર : એ બહુ મોટી ભૂલ છે. કોઈ પણ માણસને રસ્તા વચ્ચે ઊભો રાખો અને પૂછી જુઓ કે એ કોણ છે: એ એક માણસ છે, માત્ર માણસ અને બીજું કંઈયે નહિ – બીજા બધા માણસોના જેવો જ.

પ્રશ્ન : એ માણસ કદાચ સંપૂર્ણ અનામિકતા (anonymity)-માં ડૂબી ગયેલો હશે અને પોતાને ત્રાસ ઉપજાવતી હોય તેવી જિંદગી ગુજારી રહ્યો હશે. આંકડાઓની શ્રેણીમાંનો એ એક આંકડો માત્ર હશે. આ અનામિકતાના હાઉથી ઘણા માણસો ઘેરાઈ ગયેલા હોય છે અને "માત્ર કોઈક" ન થઈ રહેવા માટે ગમે તે કરી છૂટવા તે લોકો તૈયાર હોય છે.

સાર્ત્ર : પણ "માત્ર કોઈક" હોવું એ અનામી હોવાનું સમકક્ષ નથી. "માત્ર કોઈક" હોવું એટલે તો પોતે હોવું, પૂર્ણ રીતે પોતે જ, પોતાના ગામ, કારખાના કે શહેરમાં, અને બીજા બધાઓ જે રીતે અન્ય માણસો સાથે સંબંધિત બની રહેતા હોય તેમ સંબંધિત બની રહેવું...વ્યક્તિએ અનામી શા માટે બની રહેવું જોઈએ?

પ્રશ્ન : પણ સાર્ત્ર, તમે પોતે તો પ્રખ્યાત થવા ઇચ્છતા હતા!

સાર્ત્ર : હજી પણ હું એ ઇચ્છું છું કે નહિ તેની મને ખબર નથી. બીજા વિશ્વયુદ્ધ પહેલાં હું તેમ ઇચ્છતો હતો. અને,

તમે જાણો છો તે પ્રમાણે, એ પછી પણ થોડાં વર્ષો સુધી મને ફુલાવવા-ફુલાવવામાં આવતો હતો તે દરમિયાન હું તેમ ઇચ્છતો હતો...પણ હવે...

પ્રશ્ન : એ જ તો હું કહી રહ્યો છું. હવે તમે સુપ્રસિદ્ધ છો.

સાર્ત્ર : છું, પણ મને એની કશી અસર થતી નથી આ અહીં હું તમારી સાથે વાતચીત કરી રહ્યો છું તે લોબ્સર્વાતર (L'Observateur)માં છપાશે પણ, પણ ખરેખર, મને એની બહુ પડી નથી.

પ્રશ્ન : તમે સુપ્રસિદ્ધ થવા ઇચ્છતા હતા તે તો, અમુક અર્થમાં, અસ્તિત્વ ધરાવવા માટે તમે એ ઇચ્છતા હતા. હમણાં પેલે દિવસે મારા એક મિત્રે કહ્યું "નવું સૂત્ર આ છે : 'લોકો વર્તમાનપત્રોમાં મારે વિશે ચર્ચા કરે છે, એટલે હું અસ્તિત્વ ધરાવું છું.'"

સાર્ત્ર : જે માણસ પ્રસિદ્ધ થવા માગતું હોય તેને માત્ર એટલું જ જોઈતું હોતું નથી. તેને તો બધું જ જોઈએ. તેને પોતાને જીવન બક્ષતા અંકોડાઓથી સ્વતંત્ર રીતે માણસોની સ્મૃતિમાં જીવવું હોય છે. તેને વાચકો જોઈતા હોય છે, પણ એ મનુષ્યો તેને યાદ કરતા રહે એટલા માટે, તેનાથી ઊલટી રીતે નહિ. મને કદીયે એવો વિચાર નથી આવ્યો કે વર્તમાનપત્રો, કે મારે વિશે લખાયેલું કંઈ પણ મને અમર કરી દેશે કે સંતોષ આપી રહેશે. મારી કૃતિની પહેલી પંક્તિ પણ હજી મેં નહોતી લખી ત્યારથી એ કામ મેં મારી કૃતિને સોંપી દીધું હતું. એ કૃતિએ જ મને અમર કરવાનો રહેશે કેમ કે એ હુ હઈશ. અને મારી સંભાળ રાખનાર, મારા સિવાય બીજું કોઈ પણ નહિ હોય. મારા કાર્ય-માંથી ભિન્ન ભિન્ન રીતે બીજાઓ ફાયદો મેળવી શકે, પણ હું

ખરેખર કોણ છું, શું છું, અને મારું મૂલ્ય શું છે એ જાણવા માટે તો કોઈ સંપૂર્ણતા ધરાવતા માનસચિકિત્સકને શોધી કાઢવો પડે; ને એવો તો કોઈ અસ્તિત્વ ધરાવતો નથી.

**પ્રશ્ન** : 'શબ્દો'માં તમે સમજાવ્યું હતું કે સન્માનભરી પ્રશંસા મેળવવા માટે તમારી ઇચ્છા તમારા મૃત્યુના ભયના, અને જેનો બચાવ ન થઈ શકે એવા તમારા નિરર્થકપણાના ભાવના, અને આ બધું ક્યાંકથી એમ જ આવી પડયું છે એવી તમારી ધારણાના પરિણામરૂપ હતી.

**સાર્ત્ર** : ખરેખર અને જ્યારે તમારામાં આવી ધારણા હોય છે ત્યારે છે કશુંય બદલી શકતી નથી. ત્યારે માણસ હંમેશાં જેનો બચાવ ન થઈ શકે (unjustified) તેવો જ રહે છે. અને એ પણ, એ સન્માનભરી પ્રશંસા મેળવવાનો ભાવ પણ, એમ ને એમ પોતાની મેળે મારામાં ઊગી આવ્યો નહોતો. એ મને પુસ્તકોમાંથી મળ્યો હતો. તમે પણ બીજા બધા છોકરાઓ જેવા જ એક છોકરા હો છો, ને તમારે બીજા બધા કરતાં જરા ચઢિયાતા થવું છે, એથી સન્માનભરી પ્રશંસા સૂચવાતી નથી. સન્માનભરી પ્રશંસાની ભાવના તો સાહિત્યમાં સમાવિષ્ટ હોય છે. ૧૯૧૦ આસપાસ જે છોકરો પોતાની જાતને સાહિત્યમાં ડુબાડી દેતો હતો તેને, પોતે જે પુસ્તકો વાંચતો હતો તેમાંથી આખી એક સાહિત્યિક વિચારધારા સાંપડતી હતી. એ વિચારધારા ગઈ સદીથી શરૂ થતી હતી અને તેમાં આદર્શોની આખી એક શ્રેણી સમાયેલી હતી. એને હું "જે સાહિત્ય લખવાનું છે તે" તેમ કહેતો એટલે તો જેમને માટે સાહિત્ય અને મૃત્યુ, પ્રશંસા અને અમરત્વ એકબીજાથી અભિન્ન રહે છે તેવા ફ્લોબેર જેવા માણસો મળી આવે છે. એમ એ બધું મેં સાહિત્યમાંથી મેળવ્યું. અને એને ખંખેરી નાખતાં મને ઘણો બધો સમય લાગ્યો.

પ્રશ્ન : ને તમને લાગતું નથી કે જે સમાજ, ધર્મ પર અને સામંતશાહી પર સ્થપાયેલા સમાજો જે રીતે પોતાના સભ્યોને હકપૂર્વકનું અસ્તિત્વ અર્પતા હતા તે રીતનું સ્વયંસંચાલિત અસ્તિત્વ અર્પતા નથી, તે સમાજમાં સન્માનભરી પ્રશંસા મેળવવાની ઇચ્છા, અમુક અર્થમાં, વૈશ્વિક હોય છે?

સાર્ત્ર : વ્યક્તિ જો સમાજ પાસેથી એવું હકપૂર્વકનું અસ્તિત્વ મેળવવા ઇચ્છતી હોય તો તે મેળવી શકે છે. ખરી રીતે તો કોઈ પણ વસ્તુ એવું અસ્તિત્વ અર્પતી નથી, પણ ઘણાખરા લોકો એ જોઈ શકતા નથી. માતા એનાં બાળકો દ્વારા એવું અસ્તિત્વ પ્રાપ્ત કરે છે, છોકરી એની માતા દ્વારા – અને એ ક્રમમાં એ પ્રાપ્ત થયા કરે છે. લોકો આપસઆપસમાં એની વ્યવસ્થા કરી લેતા હોય છે.

પ્રશ્ન : બેશક, પણ તમારા બાળપણમાં તમને એવું હકપૂર્વકનું અસ્તિત્વ જરી પણ પ્રાપ્ત થયું નહોતું એ જાતની તમારી લાગણીને અંગે સુવિખ્યાત થવાની તમને આટલી બધી ઇચ્છા થતી હતી – અને તમે સુવિખ્યાત થઈ પણ ગયા – એવું નહિ?

સાર્ત્ર : હા, હું એમ માનું છું. મને લાગે છે કે માણસને પ્રખ્યાત થવું હોય તો એ થઈ જ જાય છે – તેની પ્રતિભા કે સ્વભાવના આંતરિક વલણ દ્વારા નહિ... પણ એ બધામાંથી તમે શા નિરાકરણ પર આવો છો?

પ્રશ્ન : બીજા માણસોને મન તમે શું છો એ જાણવું તમારે માટે મુશ્કેલ છે તેમ હું માનું છું. મને લાગે છે કે ક્લોદરૉ (Claude Roy)એ કહ્યું હતું કે "સાર્ત્રને ખબર નથી કે પોતે સાર્ત્ર છે."

સાર્ત્ર : ના, મને એ ખબર નથી. પણ હું નથી માનતો

કે તમને પણ એ ખબર હોય.

પ્રશ્ન : મારે માટે તમે શું છો તે હું જાણું છું.

સાર્ત્ર : હા, પણ એ જ વાત છે ને : તમે મારી એટલા બધા નજીક છો કે તમે મને એક મૂર્તિ (figure) તરીકે જોઈ શકતા નથી. પરંતુ જે લોકો મને ઓળખતા નથી તેમને મન હું શું હોઈશ તેની મને શી રીતે ખબર પડે? જેને પકડી શકાય એવી મારી કોઈ છાયા હું પાડતો નથી – હું જોઈ શકું તેવી કોઈ છાયા (image). એવા માણસો પણ છે જે મને જોયા પછી કહે છે, "હા, પણ એ એવા, ભય લાગે તેવા નથી." દેખીતું છે કે એ લોકો હું તમને ભય પમાડીશ એવી આશા રાખતા હતા. બીજાઓ પણ છે, જે મને કહે છે : "મને તમારાં પુસ્તકો ખૂબ ગમ્યાં." પણ આમાંનું કશુંય મને વસ્તુલક્ષી ગૌરવભર્યું સ્થાન અર્પતું નથી. એ તો માત્ર લોકોની સાથેના મારા અમુક પ્રકારના સંબંધનો નિર્દેશ કરે છે. બસ, એટલું જ.

પ્રશ્ન : પરંતુ, સાથે સાથે, વર્તમાનપત્રોમાં નિરંતર, દૂરદર્શનમાં વારંવાર અને માત્ર તમને જ વિષય બનાવીને લખાયેલાં પુસ્તકોમાં કોઈ કોઈ વાર તમે તમારી જાતને મળી જતા હો છો. તમને એ વાતની બરાબર ખબર છે કે બીજા ઘણા બધા મનુષ્યો કરતાં તમે જાહેર જનતામાં વધારે જાણીતા છો.

સાર્ત્ર : હા, એ હું જાણું છું. જોકે આ ક્ષણે હું એ વિશે એટલો ખાતરીવાળો નથી. છેલ્લાં થોડાં વર્ષો થયાં એ વિશે હું ખાતરીવાળો રહ્યો નથી.

પ્રશ્ન : એ તમે શોકપૂર્વક કહો છો?

સાર્ત્ર : ના, હું તો તમને કહું છું કે મને એની પડી નથી.

મારે જગત વિશે અને મારી જાત વિશે લખવું હતું, અને મેં એ કર્યું. મારે વંચાવું હતું, અને હું વંચાઉં છું. માણસ જ્યારે મોટા પ્રમાણમાં વંચાવા માંડે ત્યારે તેની પ્રસિદ્ધિ વિશે વાત થાય. ભલે, હું સુપ્રસિદ્ધ છું..હું જ્યારે છોકરો હતો ત્યારે આટલું જ સમગ્ર જીવન છે તેવાં સ્વપ્નો સેવતો હતો, એટલે એ જીવન મને એક ચોક્કસ અર્થમાં પ્રાપ્ત થયું. પરંતુ એ પ્રતિનિધિત્વ કદાચ બીજાનું જ કરતું હતું—એ શું હતું તે વિશે મને ચોક્કસ ખબર નથી. અને મારી પાસે તે નથી...

પ્રશ્ન : લોકો કહે છે કે તમને પ્રસિદ્ધિનો શોખ છે...

સાર્ત્ર : મને લાગે છે કે એ વાત ખોટી છે. પ્રસિદ્ધિ ખોજવા માટે મેં કદીયે કશું કર્યું નથી.

* * *

પ્રશ્ન : તમે વૃદ્ધ થઈ રહ્યા છો તેવું તમને ક્યારે લાગ્યું ?

સાર્ત્ર : એ બધું ગૂંચવણભર્યું છે. મારી આંખનો ખરો ઉપયોગ ગુમાવી દીધાની અને એકાદ કિલોમિટરથી વધારે ચાલી ન શકવાની હકીકત વૃદ્ધત્વની જ સૂચક છે. આ બધી આપત્તિઓ પણ છે અને સાથોસાથ આપત્તિઓ નથી પણ. હું એની સાથે જીવી શકું છું. પણ હવે હું રસ્તાને છેડે પહોંચી ગયો છું એ હકીકતમાંથી એ સ્થિતિ નીપજી છે, એટલે એ વાતને લાગેવળગે છે ત્યાં સુધી તો હું વૃદ્ધ છું જ. પણ, સામે પક્ષે, હું એ વિશે બહુ વિચાર કરતો નથી. હું પિસ્તાળીસ કે પચાસ વર્ષનો હોઉં તે રીતે મારી જાતને જોઈ શકું છું. તે રીતનો જ મને મારે વિશે ખ્યાલ આવે છે. કામ પણ એ ઉંમરનો માણસ કરે તે રીતે જ હું કરું છું. મને હું વૃદ્ધ લાગતો નથી. છતાં, કોઈ માણસ સિત્તેર વર્ષનો હોય તો એ વૃદ્ધ જ કહેવાય.

પ્રશ્ન : તમારી ઉંમરના ઘણાબધા માણસોને આમ જ થતું હશે એમ તમને લાગે છે?

સાર્ત્ર : એની મને ખબર નથી. એ વિશે હું કહી શકું નહિ. મારી ઉંમરના માણસો મને ગમતા નથી. જે બધાને હું ઓળખું છું તે બધા મારાથી ખૂબ નાના છે. એમની જોડે મને ખૂબ ફાવે છે. એ લોકોની જરૂરિયાતો મારી જે પ્રકારની છે તે પ્રકારની જ હોય છે, અજ્ઞાનનાં અને જ્ઞાનનાં તેમનાં ક્ષેત્રો પણ મારાં છે એ જ છે: અત્યારે હું જે લોકોને વધુમાં વધુ મળું છું – લગભગ દરરોજ સવારે મળું છું તે પીએર વિક્તોર (Pierre Victor) અને ફિલીપ ગાવી (Philippe Gavi) – તે લોકો ત્રીસ વર્ષની ઉંમરના છે. અને તમારી સાથે તો જાણે મારા કોઈ સમકાલીન સાથે હોઉં એવું જ મને લાગે છે. હું જાણું છું કે તમે મારા કરતાં ઘણા નાના છો, પણ મને તેવું લાગતું નથી.

પ્રશ્ન : પણ તમારી ઉંમરના માણસોમાં તમને શું નડે છે?

સાર્ત્ર : એ લોકો બુઢ્ઢા હોય છે. ચીડ ચડે એવા હોય છે.

પ્રશ્ન : મને તો તમે ચીડ ચડે તેવા લાગતા નથી.

સાર્ત્ર : હા, પણ હું બુઢ્ઢા માણસો જેવો નથી. બુઢ્ઢા માણસો પોતાના એકના એક વિચારોનું વારંવાર ઉચ્ચારણ કરતા હોય છે, એ લોકોને અમુક બાબતોનું વળગણ હોય છે, આજના સમયમાં લોકો જે જાતનાં લખાણો કરતા હોય છે તેથી તે લોકો અકળાઈ જાય છે. ઓહો, એ લોકો ચીડ ચડે એવા હોય છે. ઘણા બધાઓ માટે બુઢાપો એટલે એ જ – શિક્ષા. અને એ લોકો એમનામાં હતી તે તાજગી ગુમાવી બેસતા હોય છે. તેઓ જુવાન હતા ત્યારે જેમને હું ઓળખતો હતો તેવા વૃદ્ધ માણસોને મળતાં હું બહુ અસુખ અનુભવું છું. જે વૃદ્ધમાં વૃદ્ધ માણસો સાથે હું સહેલાઈથી

હળીમળી શકું છું તે છે લ તાં મોદેર્ન (Le Temps Moderne – અર્વાચીન સમય)ના કાર્યકરો. એ લોકો મારા કરતાં પંદરથી વીસ વર્ષ નાના છે. એ લોકો હજી ઠીક છે, પણ સામાન્ય રીતે મારો સંપર્ક ત્રીસેક વર્ષના માણસો જોડે રહે છે.

પ્રશ્ન : ને એ લોકો જ આ સંપર્ક સાધવા પ્રયત્ન કરતા હોય છે?

સાર્ત્ર : હું તો એ કરતો નથી જ.

પ્રશ્ન : તમારે વિશેની આશ્ચર્યકારક ચીજોમાંની આ એક છે. કોઈ પણ જાતના સંપર્ક માટે તમે પહેલ કરતા જ નથી, નહિ? કે કરો છો?

સાર્ત્ર : કદીયે નહિ. મને લોકો વિશે કુતૂહલ નથી.

પ્રશ્ન : ને છતાં તમે એક વાર લખ્યું હતું : "મારામાં મનુષ્યોને સમજવાનો આવેશ છે."

સાર્ત્ર : હા, એક વાર હું કોઈ માણસની મોઢામોઢ થઈ જાઉં તો તેને સમજવાનો મારામાં આવેશ જાગે. પણ સામે ચડીને હું તેને મળવા ન જાઉં.

પ્રશ્ન : એ તો વૈરાગીનું વલણ કહેવાય.

સાર્ત્ર : વૈરાગી, હા. મારે તમને એ વાતની જાણ કરવી જોઈએ કે હું લોકોથી ઘેરાયેલો રહું છું, પણ એ બધી સ્ત્રીઓ હોય છે. મારા જીવનમાં કેટલીક સ્ત્રીઓ છે. એક અર્થમાં તો સીમોન દ બોવ્વાર એ એક માત્ર સ્ત્રી ગણાય પણ વાસ્તવમાં કેટલીક સ્ત્રીઓ છે.

**પ્રશ્ન :** એમાં સારા એવા પ્રમાણમાં તમારો સમય ખર્ચાતો હશે. ને તમે જ્યારે લેખનમાં જ ગૂંથાયેલા રહેવા માગતા હતા ત્યારે એ ચીજ તમારો ઘણોબધો સમય ખાઈ જતી હતી. તમે એક વખત મને કહ્યું હતું : "મને ખરેખર કરવી ગમતી માત્ર એક જ ચીજ છે. મારા ટેબલ પાસે બેસવું અને લખવું. એમાં પણ તત્ત્વજ્ઞાન લખવું મને સવિશેષ ગમે."

**સાર્ત્ર :** હા, એ મને ખરેખર ગમતું. અને લોકો મારા લખવાના ટેબલથી મને હંમેશાં થોડાક દૂર રોકી રાખતા. એ ટેબલ પર પાછા પહોંચવા માટે મારે ઘણી ચીજો તોડવી-ફોડવી પડતી.

**પ્રશ્ન :** પણ તમે જ્યારે કામ કરતા ન હો ત્યારે તમને એકલું રહેવું ગમતું નથી ?

**સાર્ત્ર :** કોઈ કોઈ વાર એકલા રહેવું મને ખૂબ ગમે છે. દાખલા તરીકે, યુદ્ધ પહેલાં કેટલીક સાંજે જ્યારે કાસ્તોર (Castor એટલે કે સીમોન દ બોવ્વાર) આવી શકે તેમ ન હોય ત્યારે બાલ્ઝાર (Balzar)માં મને એકલા એકલા જમવું ગમતું. મારું એકાંત હું માણતો.

**પ્રશ્ન :** યુદ્ધના અંત પછી એવું ઝાઝી બધી વાર બન્યું નથી, નહિ ?

**સાર્ત્ર :** મને યાદ છે, ત્રણ કે ચાર વર્ષ પહેલાં મારે તદ્દન એકલા એકલા એક સાંજ ગાળવાની હતી, અને એથી હું ખૂબ આનંદમાં હતો. એક મિત્ર, જે બહારગામ હતા, તેમને ઘેર એ સાંજ ગાળવાની હતી. એ રાતે મેં એટલો બધો દારૂ પીધો કે હું છાકટો બની ગયો. હું ચાલીને ઘેર જવા લાગ્યો. મારો મંત્રી પુઈગ (Puig) થોડું અંતર રાખીને મારી પાછળ પાછળ ચાલતો હતો. એ જોવા આવ્યો હતો કે બધું સમુંસૂતરું છે કે નહિ. પછી હું

પડી ગયો ને એવું મને જાણે કર્યો, ટેકો આપ્યો ને ઘેર લઈ ગયો. મારી એકલતાનો મેં આવો ઉપયોગ કર્યો. સીમોન દ બોવ્વારને હું જ્યારે જ્યારે કહું છું કે મને એકલા રહેવું ગમે છે પણ લોકો મને એકલો પડવા દેતા નથી ત્યારે તે હંમેશાં કહે છે : "તમે મારામાં હાસ્ય પ્રેરો છો."

પ્રશ્ન : આજકાલ તમે શી રીતે રહો છો ?

સાર્ત્ર : હવે હું ઝાઝું હરીફરી શકતો નથી તેથી મારું જીવન બહુ સાદુંસીધું થઈ ગયું છે. ઘણી વાર હું સીમોન દ બોવ્વારને ઘેર સૂઈ રહું છું. અને મારા ઘર તરફ જવાના રસ્તે એક કાફેમાં નાસ્તો કરું છું...જ્યારે હું કાફેમાં હોઉં ત્યારે લોકો મને એકલો રહેવા દે એ મને ગમે છે.

પ્રશ્ન : ને કોઈક જાહેર જગ્યાએ તમે જાઓ ત્યારે એક જાતનો જે નાનો ગણગણાટ શરૂ થઈ જાય છે તે તમને હેરાન કરતો નથી ?

સાર્ત્ર : ના, એ પ્રત્યે હું જરી પણ ધ્યાન આપતો નથી. મારી સાથે ક્યાંક જવાને આવ્યા હોય છે એવા કેટલાક લોકો એથી ઘણા અનુભવતા હોય છે તે હું જાણું છું. પણ આ જાતનો ગણગણાટ વિરોધનો જ હોય છે એવું નથી હોતું. ઝાઝે ભાગે તો એ બેદરકારીભર્યું ઉચ્ચારણ માત્ર હોય છે : "લો, આ ફલાણો ફલાણો છે."

પ્રશ્ન : અને તમે જેમને ઓળખતા ન હો એવા લોકો તરફથી તમે જ્યારે મૈત્રીસભર સંકેતો મેળવો છો ત્યારે તમને મજા આવે છે ?

સાર્ત્ર : એવા સંકેતો મને કોઈક જ વાર મળ્યા છે. એવા

લોકો છે જે મને કહે છે કે હું તેમને બહુ ગમું છું. પણ મારે એમની વાત માનવી જ એવું કશું નથી.

**પ્રશ્ન** : પણ તમને આ કાફેનું જીવન ગમે છે?

**સાર્ત્ર** : હા, એ મારું જીવન છે. હંમેશાં હું એ રીતે જ જીવ્યો છું. એના પૂરા અર્થમાં એ કાફેનું જીવન નથી. બપોરનું ભોજન હું મોડેથી લઉં છું – લગભગ બે વાગ્યા આસપાસ. ને ચારેક વાગ્યા સુધી કાફેમાં બેઠો રહું છું. કોઈક વાર વળી સીમોન દ બોવ્વાર જોડે કોઈ રેસ્ટોરાંમાં ભોજન લઉં છું. કોઈક વાર હું જેને અજમાવી જોઉં તેમ તે ઇચ્છતાં હોય એવી એકાદ નવી રેસ્ટોરાં તે શોધી કાઢે છે. મારામાં મારી મેળે એવું કશું શોધી કાઢવા માટે પૂરતું કુતૂહલ હોત નહિ.

**પ્રશ્ન** : હમણાં હમણાં તમે ઘણા માણસોને મળો છો?

**સાર્ત્ર** : હંમેશાં એકના એક માણસોને જ મળું છું, પણ તેમની સંખ્યા ઘણી નાની છે. તેમાં ઝાઝે ભાગે સ્ત્રીઓ હોય છે – મારા જીવનમાં જે મારી ખૂબ જ નજીક રહી છે એવી સ્ત્રીઓ. ને ત્રણચાર માણસોને હું નિયમસર મળું જ છું. એ લોકો લ તાં મોદેર્ન (Le Temps Modernes)ના સાથીઓ હોય છે. તેમને પખવાડિયામાં એક વાર – બુધવારે – હું મળું છું.

**પ્રશ્ન** : તમારી આદતોમાં આ સમયસરતા શા માટે? હરએક સપ્તાહ એના આગળના સપ્તાહની જેમ જ પસાર થાય, હરએક માણસને તમે મળો તેને તેનો નિયત કરેલો દિવસ, કલાક હોય, હંમેશાં એકનો એક જ ..

**સાર્ત્ર** : જો માણસે ફલદાયક રીતે કશુંક લખવું હોય તો તેને નિયમસરતાની ટેવની જરૂર હોય છે. એ હકીકતમાંથી એ ટેવ

જન્મી હશે તેમ હું માનું છું. મારા જીવનમાં મેં માત્ર ત્રણ નવલકથાઓ જ નથી લખી. મેં ઘણાં ઘણાં પાનાંઓ લખ્યાં છે. કામ સંબંધીની શિસ્ત વિના માણસ થોડું મોટું કહી શકાય તેવું પુસ્તક લખી શકે નહિ. પણ આટલું કહી દીધા પછી હું ઉમેરું કે મેં મારું લેખન બધી જ જગ્યાઓએ કર્યું છે. દાખલા તરીકે 'અસ્તિત્વ અને શૂન્યતા' (Being and Nothingness)નાં કેટલાંક પાનાં મેં પાઇરેનીઝની એક નાની ટેકરીને મથાળે બેસીને લખ્યાં હતાં. ત્યારે હું સીમોન દ બોવ્વાર અને બૉસ્ત (Bost) સાથે સાઇકલની મુસાફરીએ નીકળ્યો હતો. સહુથી પહેલાં હું ત્યાં પહોંચી ગયો અને કેટલાક ખડકોની નીચેના ભાગમાંની જમીન પર બેસી ગયો અને લખવા લાગ્યો. પછી બીજાંઓ આવી પહોંચ્યાં. એ લોકો મારી બાજુમાં બેસી ગયાં ને મેં લખવું ચાલુ રાખ્યું.

દેખીતી રીતે જ મેં કાફેમાં ઘણું બધું લેખન કર્યું છે. દાખલા તરીકે 'સજામાંથી કામચલાઉ મુક્તિ' (The Reprieve) અને 'અસ્તિત્વ અને શૂન્યતા'નાં મોટા ભાગનાં લખાણો, લા કુપાલ (La Coupalle) અને લે ત્રુઆ મુસ્કતેર (Les Trois *Mousquetaires*), આવન્યુ દ મેન (*Avenne de Maine*) અને પછી લા ફ્લોરે (La Flore)માં થયાં હતાં. પણ ૧૯૪૫–૪૬થી માંડીને—જ્યારે હું મારી મા જોડે રૂયુ બૉનાપાર્ત (Rue Bonaparte)માં રહેતો હતો ત્યારે, અને ત્યાર પછી ૧૯૬૨માં બુલવા દ રાસ્પેઈ (Boule Varde de Raspail) પાસે રહેતો હતો ત્યારે લગભગ બધાં લખાણો મે મારા અભ્યાસખંડમાં જ લખ્યાં હતાં. પણ હું પ્રવાસ કરતો હતો ત્યારે પણ લખતો હતો – ને મેં પ્રવાસ ઘણાબધા કર્યા છે.

આમ, તમે જેને વિશે વાત કરી રહ્યા છો તે આ આદતો, મારા કામ કરવાના સમય આસપાસ જ્યારે મેં મારું જીવન વ્યવસ્થિત કરવા માંડયું તે કાળથી ચાલી આવે છે. સવારના સાડા

નવ કે દસથી માંડીને બપોરના દોઢ વાગ્યા સુધી, અને પછી સાંજે પાંચ કે છથી માંડીને રાતે નવ સુધી હું કામ કરતો. આ રીતે જ મેં જિંદગીભર કામ કર્યું છે. હવે એ કલાકો લગભગ ખાલીખમ થઈ ગયા છે. પણ હું તો તે કલાકોને છે તેમ જ રહેવા દઉં છું. મારું સમયપત્રક એનું એ જ છે. દાખલા તરીકે, આ દિવસોમાં જે મિત્રો મારી તથા સીમોન દ બોવ્વારની સાથે વાયુ-પ્રસારણો અંગે કામ કરી રહ્યા છે તેમને હું મારે ઘેર સાડા દસથી અગિયારની આસપાસ મળું છું અને હમેશાં બપોરે દોઢથી બે સુધી અમે કામ કર્યા કરીએ છીએ. પછી પાડોશની કોઈ કાફેમાં હું બપોરનું ભોજન લઉં છું અને સાડા ચારેક આસપાસ ઘેર પાછો ફરું છું.

એ વખતે, ઝાઝે ભાગે, સીમોન દ બોવ્વાર ત્યાં હોય છે. થોડી વાર અમે વાતો કરીએ છીએ અને પછી વાયુપ્રસારણો માટે જરૂરી એવું કોઈ પુસ્તક કે અન્ય કોઈ પુસ્તકો કે લ મૉંદ (Le Monde – દુનિયા) કે લિબેરાસ્યોઁ (Liberation – મુક્તિ) કે બીજાં એવાં વર્તમાનપત્રો તે મને વાંચી સંભળાવે છે. એમ કરતાં કરતાં સાંજના સાડા આઠથી નવ વાગી જાય છે. એવે વખતે અમે તેમના મૉંપાર્નાસ સિમેટરી (Montparnasse Cemetery) પાસેના ઘેરે પહોંચી જઈએ છીએ. લગભગ હંમેશાં સંગીત સાંભળતાં હું મોડી રાત સુધીનો સમય તેમની સાથે વિતાવું છું. તો વળી કોઈ કોઈ વાર તે વાંચતાં પણ રહે છે. લગભગ એક જ સમયે હું હંમેશાં સૂઈ જાઉં છું – સાડા બાર વાગ્યે.

**પ્રશ્ન :** તમારા જીવનમાં સંગીતે ઘણી જગ્યા રોકી લીધી છે. ઘણા લોકોને એ ખબર નથી કે...

**સાર્ત્ર :** મારે મન સંગીતનું સ્થાન ઘણું ઊંચું રહ્યું છે – સમય ગાળવાના સાધન તરીકે પણ અને મારા સંસ્કારના એક

ભાગ તરીકે પણ. મારા કુટુંબનું દરેકેદરેક માણસ સંગીતકાર હતું. મારા નાના પિયાનો અને ઑર્ગન વગાડતા. મારાં નાની પિયાનો ઘણી સરસ રીતે વગાડતાં. મારી મા પણ એ સરસ વગાડતી અને ગાતી પણ. મારા બે મામાઓ, ખાસ કરીને મામા ઝોર્ઝ (Georges) – જેમનાં પત્ની પણ ખૂબ સંગીતમય હતાં – ઉત્તમ રીતે પિયાનો વગાડનાર હતા, અને તેમને તો ખબર છે કે મારા મામાના દીકરા આલ્બેર (Albert Schweitzer) ઑર્ગન વગાડવામાં અકુશળ નહોતા...ટૂંકમાં કહીએ તો શ્વાઈત્ઝર કુટુંબમાંનું દરેકેદરેક જણ કંઈક ને કંઈક વગાડી જાણતું, અને મારા આખાયે બાળપણ દરમિયાન હું સંગીતમય વાતાવરણમાં રહ્યો હતો. આઠ કે નવ વર્ષની વયે મને પિયાનો વગાડવાના પાઠ શીખવવામાં આવતા. પછી હું બાર વર્ષનો થયો ત્યાં સુધી પિયાનો સાથે મારે કશી લેવાદેવા રહી નહિ. ત્યારે હું લા રોશેલ (La Rochelle)માં હતો. મારી મા અને મારા ઓરમાન પિતા સાથે હું જે ઘરમાં રહેતો હતો તેમાં એક મોટું દીવાનખાનું હતું. તેમાં મોટી મિજબાનીઓ ગોઠવાઈ હોય તે સિવાયના સમયે એમાં કોઈ દાખલ થતું નહિ. તેમાં એક પિયાનો દમામભેર બેઠો હતો. ત્યાં હું મારી મેળે ફરીથી સંગીત શીખ્યો. પહેલવહેલાં તો ઘણાબધા ઑપેરેટાઓ વગાડ્યા અને પછી ચાર હાથોએ સાથે મળીને વગાડી શકાય એવું સંગીત, દાખલા તરીકે મેન્ડેલસ્સોહ્ન (Mendolssohn) મારી મા સાથે મળીને વગાડ્યું. એમ ધીમેધીમે કરીને બેઈટોવન (Beethovan), શુમાન (Schumann), પાછલા સમયનો બાક (Bach) – એ બધી વધારે મુશ્કેલ ચીજો વગાડતો ગયો. ત્યારે મારાં આંગળાંઓની ગતિ માંડ સાચી રીતની હશે, પણ છેવટે હું જે ગતિએ વગાડવું જોઈએ તે ગતિએ વગાડતો થઈ ગયો – ચોકસાઈપૂર્વક તો નહિ જ, પણ સામાન્ય રીતે તાલ (time)ને જાળવીને.

ઉપરાંત શોપાં (Chopin) અને બેઈટોવનની તદ્દન છેલ્લામાંની સિવાયની સોનાટાઓ વગાડવામાં હું સફળ થયો. છેલ્લી છેલ્લી સોનાટાઓ ખૂબ જ મુશ્કેલ છે, અને હું તેમાંનો થોડો ભાગ જ વગાડતો અને ઓપેરાઓ અને ઓપેરેટાઓમાં સૂરો વગાડતો અને એ ગાતો પણ. મારો અવાજ પહાડી અને ષડ્જ વચ્ચેના પ્રકારનો (baritone) હતો. પણ હું ગાવાનું કદી શીખ્યો નહિ. ખરા અર્થમાં પિયાનો પણ શીખ્યો નહિ. પાંચ આંગળીઓની કામગીરીવાળી તાલીમ મેં કદી લીધી નહિ. પણ એકના એક ભાગોને વારંવાર વગાડ્યા કરવાથી થોડીઘણી સ્વીકૃતિ પામે તે રીતે હું એ વગાડી શકતો. હું બાવીસ વર્ષનો હતો ત્યારે એકોલ નોર્માલ (Ecole Normale)માં પિયાનોનું શિક્ષણ પણ આપતો.

અને તે વગાડવું એ મારે માટે મહત્ત્વનું બની ગયું. દાખલા તરીકે, ૪૨, રૂ્યુ દ બોનાપાર્તવાળા મારા ઘરમાં સાહિત્યિક કામ કરવા માટે બપોરે બેએક વાગ્યે સીમોન દ બોવ્વાર આવતાં. વાંચવા કે લખવાનું હું શરૂ કરું એ પહેલાં એ શરૂ કરી દેતાં. હું મારા જ આનંદને ખાતર પિયાનો વગાડતો રહેતો – કાં તો મેં વાંચી હોય તે કોઈક નવી ચીજ વગાડતો, અથવા તો હજારમી વાર બાકની પ્રેલ્યુદ કે ફ્યુગ કે બેઈટોવનની કોઈ સોનાટા વગાડતો.

**પ્રશ્ન :** મિત્રો માટે કોઈ દિવસ વગાડયું છે?

**સાર્ત્ર :** ના, એમ કરવાનું મને કોઈએ કદી કહ્યું નથી. પછી મારી દત્તક પુત્રી આલેૈત્ત (Arlette) સાથે હું વગાડતો. એ ગાય અથવા ફ્લ્યુટ વગાડે ને હું તેને સાથ આપું. કેટલાંક વર્ષો સુધી અમે એ કર્યું. અને પછી – અરે હાં, હવે તો હું કંઈ વગાડી શકતો નથી. પણ ગમે તે કારણે હોય પણ આ મારી આંખના અકસ્માત પહેલાં જ મેં વગાડવાનું છોડી દીધું

હતું, કેમકે મારા હાથોએ પોતાની ચપળતા ગુમાવી દીધી હતી અને બન્ને હાથોની ગતિને સાંકળી લેવામાં મને મુશ્કેલી પડતી હતી. એટલે હવે હું પહેલાં સાંભળતો હતો તેના કરતાં વધારે સંગીત સાંભળું છું. હું એમ કહી શકું કે મને બેરોક (Baroque) સમયથી માંડીને એટોનેલિટી (atonality) સુધીના સંગીતનું સારું એવું જ્ઞાન છે. સીમોન દ બોવ્વારને ઘેર લગભગ દરરોજ સાંજે અમે રેકર્ડો સાંભળીએ છીએ, હરેક જાતની રેકર્ડો, અને કોઈ કોઈ વાર દિવસ દરમિયાન અમે રેડિયોનો ફ્રાંસ મ્યુઝીક (France-Musique) કાર્યક્રમ પણ સાંભળીએ છીએ. જ્યારે હું લેખન કરતો ત્યારે, ઘણા લેખકો રાખે છે તેમ, હું રેડિયો ચાલુ રાખતો નહિ. પણ હવે હું ઓછું કામ કરતો થયો છું એટલે હું રેડિયોના સંગીતના કાર્યક્રમો સાંભળવાનો આનંદ માણું છું એકંદરે તે એટલા ખરાબ નથી હોતા.

* * *

આ રીતે, તમે જોયાને મને નડેલા અકસ્માતો,—પહેલાં સંગીત મારા દિવસના ચાર કલાક રોકી લેતું, તે હવે તેથી પણ વધારે કલાકો રોકી લે છે. મારે મારું સાંભળવાનું ગુમાવવું કે જોવાનું તે વિશે નક્કી કરવાનું જો મારી મરજી ઉપર આધાર રાખતું હોત, તો મેં સાંભળવાનું ગુમાવવાનું પસંદ કર્યું હોત; પણ સંગીત પ્રત્યેની મારી આ લગનીને અંગે બહેરાપણાએ પણ મને ખૂબ હેરાન કર્યો હોત

* * *

પ્રશ્ન : તમે મને કહેતા કે સંગીતના જલસાઓ તમને ગમતા નથી. એ જલસાઓ પ્રત્યેનો તમારો અણગમો એ મૂળભૂત રીતે મોટા મોટા કાર્યક્રમો અને સામાજિક પ્રસંગો પરત્વેના તમારા અણગમાનો દ્યોતક નથી ?

સાર્ત્ર : એનો એ એક અંશ હોઈ શકે. ગમે તે હોય, પણ જેઓ મારા ખાસ મિત્રો છે – ને જેઓ મને કોઈક જ વાર પોતાને ઘેર નિમંત્રે છે – તેમના સિવાય હું લોકોને ઘેર કદીયે જતો નથી. જેમને આપણે ઓળખતા ન હોઈએ તેવા લોકોને ઘેર થતા ભોજન-સમારંભોને મેં હંમેશાં ધિક્કાર્યા છે. ત્યાં આપણે ખાતા નથી, આપણે ખવાઈએ છીએ.

પ્રશ્ન : ને છતાં એવો સમય પણ હતો ખરો જ્યારે નવા નવા માણસોને મળવું તમને ગમતું.

સાર્ત્ર : હા. દાખલા તરીકે, યુદ્ધ પછી હું હેમિંગ્વેને ને ડોસ પેસોસને મળ્યો હતો. સાલાક્રુ (Salacrou), લેરી (Leiris), કનો (Queneau), કોક્તો (Cocteau) જેવા લેખકોને પણ હું મળતો. દરેક લેખકને પોતાના જમાનાના લેખકો જોડે જે જાતના સંબંધો હોય છે તે જાતના સંબંધો મારે પણ હતા. પણ ૧૯૪૨ કે '૪૩ સુધી એ શરૂ નહોતું થયું. જે બધા લેખકોને હું મળતો તે બધા જ નાત્ઝીઓની વિરુદ્ધ હતા અને એક યા બીજી રીતે તેમનો સામનો કરતા હતા. યુદ્ધ પછી હું અમેરિકન લેખકોને, ઇટાલિયન લેખકોને અને કેટલાક અંગ્રેજ લેખકોને મળ્યો. ને વળી એવા કેટલાય લેખકો હતા જે ફ્રાંસમાં આવ્યા હતા અને મને મળવા માગતા હતા. ૧૯૪૫ અને '૪૮ની વચ્ચે ઘણા લોકો મને મળવા માગતા હતા.

પ્રશ્ન : તો પછી આ સાહિત્યિક સંબંધો જે ઘણી વાર મૈત્રીભર્યા પણ હતા, તે ઘસાઈ કેમ ગયા?

સાર્ત્ર : થોડે અંશે તેમને લીધે, થોડે અંશે મારે લીધે. પરદેશી લેખકો પૂરતું કહું તો આપણા અને તેમના દેશો વચ્ચે જે અંતર છે તે જ સાદુંસીધું કારણ ગણાય. ને વળી હું બહુ જ થોડા પત્રો લખનારો છું એ હકીકત પણ એમાં કારણભૂત ખરી.

મેં લેખકો જોડે કદી પત્રવ્યવહાર કર્યો નથી. એટલે તો એ લોકો જ્યારે પેરીસ આવતા ત્યારે અમે વખતોવખત મળતા. ફ્રેન્ચ લેખકો સાથેની વાત જુદી છે. કેટલાકની સાથેનો મારો સંપર્ક છૂટી ગયો છે, પણ એ એ કારણે નથી છૂટી ગયો કે અમારી વચ્ચે જરી જેટલો પણ મતભેદ હતો; પણ અમારા વ્યવસાયો, અને અમે જે બાબતોમાં રચ્યાપચ્યા રહેતા તે ભિન્ન ભિન્ન પ્રકારના બનતા જતા હતા. એ બધું શી રીતે બને છે તે તો તમે જાણો જ છો.

બીજા પણ કેટલાક લેખકો હતા જેમની સાથે મતભેદો હોવા છતાં મારા સંબંધો ઉત્તમ પ્રકારે ચાલુ રહ્યા હતા. દાખલા તરીકે અને કોક્તો (Cocteau) ગમતા. ૧૯૪૪માં એમને હું ઘણી વાર મળતો અને છેક છેવટ સુધી વારંવાર મળતો રહેતો. એ અવસાન પામ્યા તેના થોડા દિવસ પહેલાં જ મેં એમની સાથે ભોજન લીધેલું. મને એ ખૂબ જ સમભાવભર્યા લાગેલા, અને હમણાં હમણાં લોકો તેમને જેટલા વિદૂષક હોવાનું કહે છે તેના કરતાં તે ઘણા ઓછા પ્રમાણમાં વિદૂષક જેવા હતા.

અમારી વચ્ચેના વાર્તાલાપનો દોર તેમના હાથમાં રહેતો. ઝાઝી વાતો તે જ કરતા. પોતે કઈ રીતે જગતને જુએ છે તે વિશે અને પોતાના વિચારો વિશે તેઓ વાતો કરતા. એ બધું હું ગંભીરતાથી સ્વીકારતો નહિ, કેમ કે હું માનું છું કે તે ઘણા ઉપરછલ્લા હતા. વાતો કરવામાં તે ઘણા ચબરાક હતા, સંવેદનશીલ હતા, પણ તેમની પાસે વિચારો ઘણા થોડા હતા. એથી હું એમ નથી કહેવા માગતો કે તે મૂલ્યવંતા કવિ નહોતા.

પ્રશ્ન : ખરેખર તો, આ આખાયે સમય દરમિયાન તમે જેને 'તુ પારી' (Tout Paris – The Whole of Paris) કહેવામાં આવે છે તેના ભાગરૂપ હતા.

સાર્ત્ર : ખરી રીતે હું તુ પારી (*Tout Paris*)ના ભાગ-

રૂપ નહોતો. બીજી કોઈ પણ ચીજ કરતાં વધારે તો નાટકની દુનિયાએ મને, બીજી રીતે જેમને હું કદીયે ન મળ્યો હોત એવા એવા લોકોના પરિચયમાં મૂકી દીધો હતો. દાખલા તરીકે કોલેત (Colette)ને હું સીમોન બેરિઓ (Simone Berriau)ને ઘેર મળ્યો હતો. સીમોન બેરિઓને હું વારંવાર મળતો કેમ કે 'આલ્તોનાના સજા પામેલાઓ' (The Condemned of Altona) સિવાયનાં મારાં બધાંયે નાટકો એમની નાટકશાળામાં ભજવાયાં હતાં. એ ઘણાબધા લોકોને ઓળખતાં અને સરસ રીતે આગતાસ્વાગતા કરતાં.

મને ઈવ મિરાંદ (Yves Mirande) ગમતા. એ ત્યારે એમની સાથે રહેતા. એ મારામાં રમૂજ પ્રેરતા. તે સંવેદનશીલ હતા અને વિચિત્ર હતા. મને એક દિવસ યાદ છે જ્યારે મેં ઝુવે (Jouvet)ને મારું નાટક 'શયતાન અને ભલા ભગવાન' (The Devil and the Good Lord) વાંચી સંભળાવ્યું હતું. મેં માત્ર પહેલો અંક લખ્યો હતો અને ઝુવેએ એ નાટકનું દિગ્દર્શન કરવાની પરવાનગી માગી હતી. વારુ, તો, સીમોન બેરિઓના દીવાનખંડમાં ઝુવે મારા નાટકનો પહેલો અંક મારી પાસેથી સાંભળી રહ્યા હતા અને મિરાંદ તેમની બાજુમાં બેઠા હતા.

ઝુવે એક શબ્દ પણ બોલ્યા નહિ. તેમના કપાળ ઉપર કરચલીઓ પાડીને, ને જાણે કે યુદ્ધ કરવાને તત્પર હોય તેવી જાતની નજરથી તે મને સાંભળી રહ્યા હતા. જ્યારે મેં પૂરું કર્યું ત્યારે લાંબી એવી ચૂપકીદી પછી મિરાંદ બોલ્યા : "તમારા શબ્દો બાળી મૂકે એવા છે." એ ક્ષણે કોઈએ પણ જો કંઈયે કહ્યું હોય તો તે આટલું જ હતું, કેમ કે તરત જ ઝુવે ઊભા થઈને ચાલ્યા ગયા. બીજે દિવસે તે અમેરિકા જવાના હતા. બિચારા મિરાંદ, જે કંઈક પ્રશંસાત્મક કહી શકાય તેવું વિચારવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, તેમને યાદ આવ્યું આ ચવાઈને કૂચો થઈ ગયેલું કથન!

'તુ પારી' સાથેનો મારો સંબંધ માત્ર આ પ્રકારનો જ હતો – રંગભૂમિ સાથે સંકળાયેલા હોવા પૂરતો. નહિતર તો, મારું સવારનું કામ પૂરું કર્યા પછી બપોરે એકાદ વાગ્યે હું, જે લોકો મારી સાથે વાત કરવા માગતા હોય, કે પોતે લખેલું પુસ્તક મને બતાવવા માગતા હોય, કે કોઈક નહિ તો કોઈક બાબત વિશે મારી સલાહ લેવા ઇચ્છતા હોય તેવાઓને મળતો.

પ્રશ્ન : હજી આજે પણ, તમારાં પુસ્તકો વિશે અભ્યાસલેખો લખનારા યુવાન લોકોને તમે મળો જ છો...

સાર્ત્ર : હા, હજી હું એમને મળું છું. હજી થોડા સમય પહેલાં જ એક લાઈસી (Lycee – School/College)ના થોડા વિદ્યાર્થીઓને હું મળ્યો હતો. તેઓ પુઈગ(Puig)ના મિત્રો હતા, અને એમને મારા નાટક 'આબરૂદાર વેશ્યા' (The Respectable Prostitute) ઉપર નિબંધ લખવો હતો. એ નાટક વિશેના મારા થોડા વિચારો હું તેમને જણાવું એમ તેઓ ઇચ્છતા હતા.

પ્રશ્ન : પણ એવો સમય પણ હતો ખરો જ્યારે સુપ્રસિદ્ધ લોકોને મળવામાં તમને આનંદ પડતો ?

સાર્ત્ર : ખરેખર તો, તેમને મળવા ઇચ્છા રાખનારો માણસ હું કદી હતો જ નહિ. તે લોકો મને લખતા, અથવા કો (Cau) મારફત મારો સંપર્ક સાધતા, અને હું કે ના કહેતો. દાખલા તરીકે એ રીતે જ હું મને બહુ ગમતા અભિનેતા એરિક ફોન સ્ટ્રોહાઈમ (Erich Von Stroheim)ને મળ્યો હતો. કેટલીયે વાર હું તેમને મળ્યો પણ આવા લોકોની સાથે જે વાતચીત થાય તે સાચકલાઈભરી (sincere) હોય તો પણ તેમાં કંઈક ગોઠવી કાઢેલું હોય છે. પણ માણસ જ્યારે, જે પાછળથી સુપ્રસિદ્ધ થાય છે એવા માણસને મળે, તો એ વધારે રસભર્યું હોય છે. તો આપણને ખબર

પડે છે કે એ કેવા કેવા સમયગાળાઓમાંથી, કેવા કેવા તબક્કાઓમાંથી પસાર થઈ રહ્યો હોય છે. તો એના રૂપાંતરને અને એના અસ્તિત્વને આપણે સમજી શકીએ. પણ આપણે જો એવા માણસને મળીએ કે જે મિ. ચાર્લી ચેપ્લિન કે મિ. ફોન સ્ટ્રોહાઈમ બની જ ગયો હોય તો તો એને જે વસ્તુને ચાળીને આપવાની આદત હોય તે વસ્તુને જ આપણે જોઈ શકીએ. અને એના વ્યક્તિત્વની અમુક છાપ તો એને હંમેશાં ચોંટેલી જ રહે છે. એવું નથી કે એ કોઈ પાઠ ભજવતો હોય છે. એ પાઠને એ વશ બની ગયો હોય છે.

**પ્રશ્ન** : ને, એ જ રીતે, તમે પણ તમારે વિશે ઊપસેલી છાપને વશ બની ગયેલા છો ?

**સાર્ત્ર** : ના, કારણ કે મારે વિશે એવી મોટી છાપ ઊપસી જ નથી. હું જાણું છું મારે વિશે એક છાપ અસ્તિત્વ ધરાવે છે; પણ એ તો બીજા લોકો મારે વિશે ધરાવે છે તે છાપ છે, મારી પોતાની છાપ નથી. મારી પોતાની છાપ કેવી હશે તેની મને ખબર નથી. મારે વિશે હું ખૂબ વિચારો કરતો જ નથી – મારે વિશે એક વ્યક્તિ તરીકે તો નહિ જ. જ્યારે હું સિંહાવલોકનની રીતે વિચાર કરું છું ત્યારે મને જે વિચારો આવે છે તે તો ગમે તેને લાગુ પડે તેવા હોય છે.

ઓગણીસેક વર્ષની ઉંમર આસપાસ મને મારામાં રસ પડવા માંડ્યો. અને પછી 'કલ્પના' (Imagination) લખવા માટે જ્યારે હું મારું નિરીક્ષણ કરી રહ્યો હતો અને મારી ચેતનામાં ખોદકામ કરી રહ્યો હતો ત્યારે હું મારા પોતાના અંગત અંશો કરતાં મનુષ્યમાત્રના સામાન્ય અંશો વિશે વિશેષ પ્રમાણમાં તપાસ ચલાવી રહ્યો હતો. 'શબ્દો' પૂરતું તો એમ કહું કે એ તો મારા બાળપણને, મારા પૂર્વ અવતારને સમજવાની મથામણ

હતી. એ દ્વારા, એ લખતી વખતે હું જે હતો તે શી રીતે બન્યો હતો તે મારે પકડી પાડવું છે. આ હાલ હું ક્યાં છું એ સમજાવવા માટે તો ઘણીબધી વધારે ચોપડીઓની જરૂર પડે. જ્યારે જ્યારે મને સમય મળે છે ત્યારે સીમોન દ બોવ્વારની સાથે મળીને મારી આત્મકથા માટે હું એ કરી રહ્યો છું.

વસ્તુઓ કેવી બદલાઈ ગઈ છે, કેટલાક બનાવોએ મને કેવી અસર કરી છે એ સમજાવવાનો હું પ્રયત્ન કરી રહ્યો છું. હું નથી માનતો કે માણસનો ઇતિહાસ તેના તદ્દન બાળપણ (Infancy)માં આલેખાઈ જતો હોય. હું માનું છું કે અન્ય અત્યંત મહત્ત્વના સમયગાળાઓ આવે છે – કિશોરાવસ્થા, યૌવન અને પ્રૌઢત્વ પણ જ્યારે એમાં ઘણું ઉમેરાતું હોય. મારી જિંદગીમાં હું જે ચીજ સ્પષ્ટપણે જોઈ શકું છું તે, તેને લગભગ બે ભિન્ન ભિન્ન સમયગાળામાં વહેંચી નાખનારો જે તબક્કો આવ્યો, તે છે. હવે હું બીજા સમયગાળામાં હોવાથી, પહેલા સમયગાળામાં – યુદ્ધ પહેલાંના અને એના પછીના તરતના સમયમાં – હું કેવો હતો તેને હું ભાગ્યે જ ઓળખી શકું.

જુઓ, આ વાતચીતમાં અત્યાર સુધી આપણે આડે ભાગે મારા અંગત જીવન વિશે એ રીતે વાત કરી રહ્યા છીએ કે જાણે એ મારા બાકીના જીવનથી – મારા વિચારોથી, જે પુસ્તકો મેં પ્રસિદ્ધ કર્યાં છે તેનાથી, મારી રાજકીય માન્યતાઓથી, મારાં કાર્યોથી, જેને મારું જાહેર જીવન કહી શકાય તેનાથી – જુદું જ ન હોય ! છતાં, આપણે જાણીએ છીએ કે અંગત અને જાહેર જીવન વચ્ચેનો આ ભેદ ખરેખર તો અસ્તિત્વ ધરાવતો જ નથી, કે એ તો માત્ર એક ભ્રમણા, એક બનાવટ જ છે. એટલે તો મને કોઈ અંગત જીવન છે એવો દાવો કરી શકું નહિ; અને વળી એટલે જ તો આ બધા પ્રશ્નોના ઉત્તરો હું તદ્દન મુક્તતાપૂર્વક આપી રહ્યો છું. છતાં આ " કહેવાતા " અંગત જીવનમાં, લોકોની

વચ્ચેના સંબંધોની અત્યારની જે સ્થિતિ છે તેમાંથી જન્મતા વિરોધો સમાયેલા છે, અને મેં તમને અગાઉ કહ્યું છે તેમ, એ વિરોધો, અમુક અર્થમાં, આપણને ગુપ્તતા જાળવવાની અને જૂઠું બોલવાની પણ ફરજ પાડે છે. પણ માણસનું અસ્તિત્વ, જેને વિભિન્ન ન કરી શકાય એવો એક આખો સળંગ પદાર્થ છે. આપણું આત્મલક્ષી અને વસ્તુલક્ષી, અંગત અને રાજકીય, આંતરિક અને બાહ્ય જીવન – બધુંય, ચોક્કસ રૂપે એકબીજામાં પડઘાઓ જન્માવે છે, કારણ કે એ બધાં એક ને એક સમગ્રનાં જુદાં જુદાં પાસાંઓ હોય છે. અને એક વ્યક્તિને, પછી તે ગમે તે હોય, સામાજિક પ્રાણી તરીકે જોવાથી જ, વ્યક્તિ તરીકે સમજી શકાય. દરેકેદરેક માણસ રાજકીય હોય છે. પણ યુદ્ધ થયું ત્યાં સુધી હું એ વાત ખોળી કાઢી શક્યો નહોતો; અને ૧૯૪૫ સુધી તો હું એને સાચી રીતે સમજી શક્યો જ નહોતો.

યુદ્ધ પહેલાં મારે વિશે હું માત્ર એક વ્યક્તિ તરીકે જ વિચાર કરતો હતો. મારું વ્યક્તિગત અસ્તિત્વ અને હું જે સમાજમાં જીવતો હતો તે બંનેની વચ્ચે કોઈ જાતનાં બંધનો હોય તે વિશે મને ખબર જ નહોતી. એકોલ નોર્માલમાંથી વિનીત થઈને હું બહાર નીકળ્યો ત્યારે એ જ લાગણી આસપાસ મેં એક આખો સિદ્ધાંત રચી કાઢ્યો હતો. હું "એકલો એક માણસ" (a man alone) હતો, એક વ્યક્તિ જે પોતાના ચિંતનની સ્વતંત્રતાથી સમાજની સામે થાય છે, પણ જે સમાજ પ્રત્યે કશો ઋણભાવ અનુભવતી નથી, કે જેના પર સમાજ કશી, કોઈ રીતે અસર કરી શકતો નથી. કારણ કે એ વ્યક્તિ સ્વતંત્ર છે. ૧૯૩૯ પહેલાંના મારા જીવનમાં મેં જે કોઈ માન્યતાઓ ધરાવી, જે કંઈ લખ્યું ને જે કંઈ કર્યું તે બધું આ એક વાતની સાક્ષી ઉપર મંડાયેલું હતું. યુદ્ધ પહેલાંના સમગ્ર સમય દરમિયાન મારે કોઈ રાજકીય અભિપ્રાયો નહોતા, ને, અલબત્ત, હું મતદાન કરતો નહોતો. નિઝાં

( Nizan ), જે સામ્યવાદી હતા, તેમનાં રાજકીય ભાષણોમાં મને ઘણો રસ પડતો, પણ આરોં ( Aron ) અને અન્ય સમાજવાદીઓનાં ભાષણો પણ હું સાંભળતો. મારા પૂરતું મને લાગતું કે મારે જે કરવાનું હતું તે તો લેખન જ હતું, અને લેખનને હું સામાજિક કાર્ય તરીકે જોતો નહોતો.

મને લાગતું કે મૂડીવાદી મધ્યમવર્ગના માણસો તદ્દન નાલાયક હતા, અને હું માનતો કે મારા આ મંતવ્યને હું ટેકો પણ આપી શકું તેમ છું. એટલે તો એ જ મૂડીવાદી મધ્યમવર્ગીઓને ઉતારી પાડવાને માટે એમને જ સંબોધતાં હું અચકાયો નહિ. ' ઉબકા ' (Nausea) એ મૂડીવાદીઓ સામેનો માત્ર હલ્લો જ છે એવું નથી, પણ અધિકાંશે તે એ જ છે. તેમાં આવતાં સંગ્રહસ્થાનમાંનાં ચિત્રો તરફ જુઓ...અમુક અર્થમાં ' ઉબકા ' એ મારા " એકલા મનુષ્ય " (Man-alone)વાળા સિદ્ધાંતનું સાહિત્યિક અંતિમ બિન્દુ છે. એ બિન્દુ (Position)થી આગળ હું જઈ શકયો નથી – એની મર્યાદા મારી નજરમાં આવી રહી હતી, છતાંય તે. મૂડીવાદી મધ્યમમાર્ગીઓને હું નાલાયક તરીકે ધિક્કારી કાઢતો હતો અને મારા અસ્તિત્વને ન્યાયી ઠરાવવા મથી રહ્યો હતો અને સાથે સાથે એકાકી વ્યક્તિ માટે સમરહિત જીવન જીવવા માટે શી શી પૂર્વશરતો (Conditions) જોઈએ તેની વ્યાખ્યા આપવા પ્રયત્ન કરી રહ્યો હતો. અસ્તિત્વ વિશેના સત્યનું નિરૂપણ કરવું અને મૂડીવાદી જૂઠાણાંઓ પરથી દંભનો પરદો ખેંચી લેવો એ એકની એક ચીજ હતી, અને મનુષ્ય તરીકેની મારી નિયતિને પરિપૂર્ણ કરવા એમ કરવું તે મારે માટે જરૂરી હતું કેમ કે હું લખું એ માટે તો મને સર્જવામાં આવ્યો હતો.

એ સિવાય તો, એટલે કે મારા અંગત જીવન પૂરતું તો મને લાગતું હતું કે મારે એને સુખોપભોગથી ભરી દેવું જોઈએ. મેં ધારી લીધું હતું કે અન્ય દરેક માણસની જેમ મારી ઉપર પણ

આપત્તિઓ ઊતરવાની, અને તેમને દૂર કરવાનો મારી પાસે કશો ઇલાજ પણ નહિ હોય, પણ છતાં એકંદરે, મારી જિંદગી આનંદ-પ્રમોદની રહેવાની. સ્ત્રીઓ, સારું સારું ખાવાનું, પ્રવાસ, મૈત્રીઓ... મારે, અલબત્ત, કમાવું તો જોઈએ જ, એટલે હું શિક્ષક બન્યો હતો. પણ હું શિક્ષણકાર્યને ધિક્કારતો નહિ. જરી પણ નહિ – જોકે વયસ્ક માણસની બધીયે જવાબદારીઓ સહિતના વયસ્ક માણસ બની જવું એ મને અસુખદ લાગતું. ૧૯૩૫ આસપાસ માનસિક દબાવ (Depression) જેવા કશાકમાંથી હું પસાર થયો. એ સ્થિતિ થોડા મહિનાઓ સુધી ચાલી હતી. એ, વધતા અથવા ઓછા રૂપની, અસ્મિતા પ્રાપ્ત કરવાની એક કટોકટી હતી અને વયસ્કતામાં પ્રવેશ કરવાના મારા એ દિવસો જોડે જોડાયેલી હતી, એવો હું એનો અર્થ કરું છું પણ અંતે, શિક્ષક હોવાની સાથે જે સામાજિક ફરજો જોડાયેલી હોય છે તેને તદ્દન નહિવત્ કરી નાખી શક્યો, અને એ સરખી રીતે થઈ શક્યું. એટલે હું કહું છું કે મારા જીવનને હું એ રીતે જોતો : મુખ્યત્વે લેખન કરવું અને એની સાથે સાથે સુખોપભોગમાં જીવવું.

૧૯૩૬થી શરૂ કરીને કેટલાક રાજકીય બનાવોએ મને જોતો કરી મૂક્યો કે આટલામાં બધું આવી જતું નહોતું. કાસ્તોર (Castor) કહ્યું છે તેમ, એમ કરવામાં પહેલવહેલો "લોકોનો મોરચો" (Popular Front) હતો, જેની અમે દૂર દૂરથી પ્રશંસા કરતાં. ફૂટપાથ ઉપર ઊભાં ઊભાં એ મોરચાના માણસોની પંક્તિઓને અમારી પાસેથી પસાર થતી જતી અમે જોતાં. એ પંક્તિઓમાં અમારા મિત્રો હતા. અમે એનાથી બહાર હતાં, એમનાથી જુદાં હતાં. અને અમને એ વિશે લાગતું પણ ખરું. ગમે તેમ પણ એણે અમને અમારી સંપૂર્ણ જેવી ઉદાસીનતામાંથી બહાર આવી જવાની ફરજ પાડી કારણ કે અમે પૂરા હૃદયથી પોપ્યુલર ફ્રન્ટની તરફેણમાં હતાં. પણ હું તેના ટેકેદારોમાંનો એક

છું તેવું અને લાગે તેવું કહ્યું મેં કહ્યું નહિ. પછી ૧૯૩૮માં, મ્યુનિકની કટોકટી વખતે, સામાજિક ચળવળ ઊપડી. વસ્તુસ્થિતિ ગતિમાન બની ગઈ. મ્યુનિક વખતે હું મારી વ્યક્તિગત શાંતિમયતા અને નાત્સીઓ વિરુદ્ધની લાગણીઓ વચ્ચે ભીંસાવા લાગ્યો હતો. ને છતાં, મારા પોતા પૂરતી તો, નાત્સી વિરોધી લાગણીઓ વધારે આગળ પડતી બનતી જતી હતી.

નાત્સીવાદ અમને અમારી સામે, ફ્રેન્ચ લોકોની સામે, લડવાને ઉત્સુક એવા દુશ્મનના બળ જેવો લાગતો હતો, અને એ લાગણી મારા એક અનુભવ પછી તરત જ આવી હતી. જોકે મને ત્યારે તે વિશે ભાન થયું નહોતું તે છતાં તે અનુભવ માત્ર કોઈ વ્યક્તિગત નહિ પણ સામાજિક અનુભવ હતો. ૧૯૩૩માં જ્યારે હું નાત્સી જર્મનમાં એક વર્ષ સુધી રહ્યો હતો ત્યારે મારા ઉપર જે સંસ્કાર પડ્યા હતા તેનો એ અનુભવ હતો. હું જર્મનોને ઓળખતો, તેમની સાથે મેં વાતો પણ કરી હતી અને સામ્યવાદીઓને નાત્સીઓથી ભાગતા, સંતાતા પણ મેં જોયા હતા. એ વખતે રાજકીય સ્તરે આ બધું મહત્ત્વનું હતું તેમ મને લાગ્યું નહોતું. પણ વાસ્તવમાં તો હું જે વિચારતો અને અનુભવતો હતો તેને એ અસર કરવા લાગ્યું જ હતું.

* * *

ને છતાં આખરે હું મૂડીવાદ વિરોધી અને વ્યક્તિત્વવાદી લેખક તરીકે સુખશાતાભરી ગણાય તેવી સ્થિતિમાં સારી રીતે ગોઠવાઈ ગયેલો હતો.

*આ બધું જે દિવસે તૂટીને કડકભૂસ થઈ પડી ગયું તે* સપ્ટેમ્બર ૧૯૩૯નો એક દિવસ હતો. તે દિવસે લશ્કરમાં ભરતી થવા માટેનું કાગળિયું મને મળ્યું એટલે મારે, જેમને હું ઓળખતો નહોતો, અને જેઓ પણ મારી માફક ભરતી થઈને આવ્યા હતા તેવા માણસો સાથે જોડાવા નાન્સીના બરાકમાં જવાનું થયું. આ

વસ્તુએ સામાજિક પાસાને મારા ચિત્તમાં પ્રવેશ કરાવ્યો. હું જ્યાં હતો ત્યાંથી મને ઉતરડી કાઢવામાં આવ્યો હતો, જે માણસો મારે માટે અર્થ ધરાવતા હતા તેમની પાસેથી મને દૂર લઈ જવામાં આવ્યો હતો અને જ્યાં મારે જવું નહોતું તેવી કોઈક જગ્યાએ જઈ રહેલી ટ્રેનમાં મને ચડાવી દેવામાં આવ્યો હતો – બીજા એવા માણસોની જોડે કે જેઓ પણ, હું જવા નહોતો માગતો તેમ, જવા માગતા નહોતા, જેઓ હજી પણ મારી જેમ સામાન્ય નાગરિકના પોષાકમાં હતા અને જેઓ મારી માફક જ પૂછી રહ્યા હતા કે પોતે આ જગ્યાએ શી રીતે આવી પડયા છે. આ બધું જ્યારે મેં જોયું ત્યારે મને તરત જ સમજાઈ ગયું કે હું એક સામાજિક પ્રાણી છું. શું કરવું તેની સમજણ વિના બરાકોમાં આમથી તેમ આંટા મારતાં મારતાં હું જ્યારે આ લોકોની સામે જોતો ત્યારે મને સમજાતું કે એ લોકોની ભિન્નતા છતાં પણ તેમનામાં કંઈક એવું સામાન્ય તત્ત્વ હતું જે મારામાં પણ હતું. થોડા મહિનાઓ પહેલાં મારી યુનિવર્સિટીમાં જે લોકોને હું ઓળખતો, અને હું અને તેઓ સામાજિક વ્યક્તિઓ છીએ એવો જ્યારે મને હજી વહેમ પણ નહોતો ઊઠયો – માત્ર તેમના જેવા જ આ માણસો છે એવું હવે મને નહોતું લાગતું, ત્યાં સુધી તો મને એમ લાગતું કે હું બીજા બધા કરતાં ચડિયાતો છું. આ જગતના વજનનો, અને બીજા બધાઓ સાથેના મારા સંબંધનો, અને મારી સાથેના બીજા બધાઓના સંબંધનો મને ખ્યાલ આવી શકે તે માટે મારે, આ ભરતી દ્વારા મારી સ્વતંત્રતાના નકારની સમ્મુખ થવું પડયું હતું.

ખરેખર, યુદ્ધે મારી જિંદગીને બે ભાગમાં વહેંચી નાખી. હું ચોત્રીસ વર્ષનો હતો ત્યારે એ શરૂ થયું અને હું ચાળીસનો થયો ત્યારે એ પૂરું થયું. એ કાળ યૌવનમાંથી પરિપક્વતામાં થતા સંક્રમણનો કાળ હતો. સાથે સાથે એ યુદ્ધે મારા પોતાનાં અને

જગતની થોડી પાસાં મારે માટે ખુલ્લાં કરી દીધાં.

* * *

પ્રશ્ન : એક તબક્કે તમે પ્રેમકથા લખવાનું વિચારી રહ્યા નહોતા ?

સાર્ત્ર : હા, પણ એ તો છેક ૧૯૬૨–'૬૨ના ગાળામાં વિચાર્યું હતું. ત્યારે હું રોમમાં હતો, અને એ વખતે, શું લખવું તેની મને ખબર નહોતી પડતી. એટલે મેં એકાદ નવલકથા માટેનો વિષય ખોળી કાઢવા પ્રયત્ન કર્યો. કોઈક વાર એકાદ પ્રેમકથાનો વિષય સૂઝી જતો, કોઈક વાર રોમના રસ્તાઓ પર રઝળપાટ કરી રહેલો કોઈ માણસ ચંદ્રમા તરફ જોતો જોતો ચાલ્યો જતો હોય અને આ જગતના ઇતિહાસમાં પોતાનું સ્થાન શું છે તે વિચારતો જતો હોય એવા માણસ વિશેનો વિષય સૂઝતો...

પ્રશ્ન : ફરી પાછી પેલા "એકલા મનુષ્ય"વાળી વાત ?

સાર્ત્ર : મને એમ લાગે છે, પણ તદ્દન જુદી જ...

પ્રશ્ન : તમારા અત્યંત નિકટના મિત્રો, જેમને તમે "કુટુંબ" કહીને ઓળખાવો છો તેમના સિવાય તમે હમણાં હમણાં બહુ ઓછા માણસોને મળતા હો છો. તમારી કૃતિઓ વિશે પણ જે લોકો લખી રહ્યા હોય તેમની સામે પણ તમે બારણાં બીડેલાં રાખો છો ?

સાર્ત્ર : ના. મારે વિશે જે લોકો કામ કરી રહ્યા હોય, અને જે લોકો મારી મદદનો ઉપયોગ કરી શકે તેમ હોય તેમને મળવાથી મને આનંદ થાય છે. દાખલા તરીકે આ યુવાન વિવેચક મીશેલ સીકાર (Michel Sicard), જે 'કુટુંબમાંનો મૂરખરાજ' (The Idiot of the Family) વિશે અભ્યાસગ્રંથ તૈયાર કરી

રહ્યા છે અને જેને તમે ઓળખો છો – એવાઓને મળવું મને ગમે છે. ઘણીયે વાર અંગ્રેજી અને અમેરિકન યુનિવર્સિટીઓના જે વિદ્યાર્થીઓ મારા કાર્યના કોઈક ને કોઈક અંશ વિશે શોધનિબંધો તૈયાર કરી રહ્યા હોય છે તેમની પાસે, મારાં પુસ્તકોમાં જેના માત્ર સંદિગ્ધ જવાબો અપાયા હોય છે તેવા કોઈ ને કોઈ પાસા વિશે મને પૂછવાના પ્રશ્નો હોય છે. લેખક જે થોડી ચીજો કહેતો હોય છે તેની અનેક જાતની શક્ય સમજૂતીઓ હોય છે. એથી લેખક જો જીવતો હોય તો લોકો તેનો લાભ મેળવે તો ખોટું નહિ.

**પ્રશ્ન :** એનાથી ઊલટું કદીયે બન્યું છે ખરું કે તમારી જ કૃતિઓનાં કેટલાંક પાસાંઓ વિશે તમારા ભાષ્યકારોએ તમારા ઉપર પ્રકાશ પાથર્યો હોય?

**સાર્ત્ર :** ના. મારા ભાષ્યકારોમાંના કોઈની પણ પાસેથી હું કદીયે કશું શીખ્યો નથી. ૧૯૪૫ પછી મને લાગતું કે કોઈક દિવસ એવું બની આવશે કે કોઈક માણસ મારે વિશે એવું કશુંક લખી નાખશે કે જેથી મારા કેટલાક વિચારો વિશે મને જ પ્રકાશ મળે. હું જોઈ શકતો હતો કે ૧૯૪૦ કે '૪૫માં માણસ ઓલા કે હ્યુગોનાં લખાણો વાંચતો ત્યારે તે લોકોએ સભાનપણે જે વસ્તુઓ પોતાની કૃતિઓમાં આલેખી ન હોય તે વસ્તુઓ તેમાં તે મૂકી આપતો. પરિણામે માણસો એ કૃતિઓનું અર્થઘટન જુદી જ રીતે કરતા થઈ જતા એટલે મને એમ લાગતું કે જીવંત લેખક વિશે પણ એમ બની શકે. પણ એ સાચું નથી. એમ થઈ શકે એ માટે તમારે મરી જવું જોઈએ. અથવા તો ભાષ્યકાર પોતે જે લેખકનો અભ્યાસ કરી રહ્યો હોય તેના કરતાં વધારે આગળ ગયેલો હોવો જોઈએ. એણે વસ્તુની પૂરેપૂરી પ્રદક્ષિણા કરી લીધેલી હોવી જોઈએ જેથી એ પેલા લેખક કરતાં અગ્રતાક્રમમાં થોડો આગળ વધી ગયેલો હોય. પણ એ તો બહુ, બહુ જ વિરલ છે.

પ્રશ્ન : અત્યાર સુધીમાં તમે કેટલા કાર્યને અર્પિત થયેલાં લખાણોના જબરજસ્ત જથ્થામાં ખરેખર ઉપયોગી કહેવાય એવું કશુંયે નથી ?

સાર્ત્ર : એમ કહેવું એ બહુ વધારે પડતું કહેવાય, પણ હું એમ કહી શકું કે મારે વિશે લખાયેલું મેં જે કંઈ વાંચ્યું છે—ને અલબત્ત, મેં બધુંયે બધું તો વાંચ્યું નથી જ, માંડ દસમો ભાગ વાંચ્યો હશે—તેમાંથી હું કશુંયે શીખ્યો નથી.

એ લખાણ સારામાં સારું હોય છે ત્યારે મારા વિચારોની ચોકસાઈભરી રજૂઆત હોય છે; અને નહિ તો મારી વિરુદ્ધ રજૂ કરેલી દલીલોમાં હું કંઈ મૂલ્ય જોઈ શકતો નથી; કારણ કે હું જે કંઈ કહેવા માગતો હતો તેને વિશેની ભયંકર ગેરસમજણ ઉપર એ દલીલો મંડાયેલી હોય છે.

પ્રશ્ન : ગમે તે હોય, પણ ઘણા લાંબા સમયથી એક માણસ તમારા વિચારો સાથે મથામણ કરતો રહ્યો છે. એ માણસ છે તમારો જૂનો મિત્ર રેમાં આરોં (Raymond Aron).

સાર્ત્ર : પણ હું આરોંના વિચારોને પૂરેપૂરા જાણું છું. એ કંઈ દિશામાં જઈ રહ્યા છે એ પણ હું પૂરેપૂરું જાણું છું. મારા કાર્યને લાગેવળગે છે ત્યાં સુધી તો હું, લાંબા સમય પહેલાં, એમના દૃષ્ટિબિન્દુથી આગળ નીકળી ચૂક્યા છું. જ્યારે એ મારે વિશે લખતા હોય છે ત્યારે એ પોતાની જ વિચારસરણી રજૂ કરતા હોય છે. અને મારી વિચારસરણીને લાગતુંવળગતું હોય તેવું કશુંય તેમાં ઉમેરતાં નથી. 'દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા' (Critique of Dialectical Reason) ની સામે જે પુસ્તકમાં એમણે દલીલો કરી છે તે એમનું છેલ્લામાં છેલ્લું પુસ્તક, મેં વાંચ્યું છે. તે પુસ્તકમાં તે જે સમસ્યાઓ અને પ્રશ્નો ઊભા કરે છે તે કરવાનો તેમના દૃષ્ટિબિંદુથી તેમને હક છે, પણ તે સાથે મને કંઈ લાગતુંવળગતું નથી.

હું માનું છું કે-મારી વિચારસરણીની સામે વધારે અસરકારક રીતે દલીલો થઈ શકે એ ખાતર તેઓ તેનું ભ્રામક નિરૂપણ કરે છે.

પ્રશ્ન : ખરેખર તો, આરોં કહે છે કે તેમની દલીલોનો તમે અપમાનો સિવાય બીજા ક્યાંયથી જવાબ વાળ્યો જ નથી. કડવાશ કરતાં વધારે તો દુઃખપૂર્વક તેઓ આમ કહે છે.

સાર્ત્ર : મારી જિંદગીમાં મેં તેમનું બહુ ઓછું અપમાન કર્યું છે. તમારે એને અપમાન કહેવું હોય તો અપમાન કહો, પણ ૧૯૬૮માં મેં એમ કર્યું હતું, કારણ કે તેમનું વલણ મને સહન ન કરી શકાય એવું લાગ્યું હતું. આ પ્રાધ્યાપક જે બુદ્ધિશાળી પણ હતા અને શિક્ષિત પણ હતા તે મે, ૧૯૬૮ને પોતે આપતા હતા તેથી વિશેષ મહત્ત્વ આપતા નહોતા તે વસ્તુ તેમની બુદ્ધિ અને જ્ઞાનનું પ્રદર્શન કરનારી હતી. શું ચાલી રહ્યું છે તે વિશે તેમને ગતાગમ નહોતી.

પ્રશ્ન : એથી કંઈ એમનું અપમાન કરવાનું જરૂરી બની જતું નથી.

સાર્ત્ર : હા, જરૂરી બની જાય છે. જાણીકરીને મેં એમ કર્યું હતું...

* * *

પ્રશ્ન : પણ એક નિયમ તરીકે તો તમે કોઈક જ વાર વિચારો વિશેની ચર્ચાઓમાં સંડોવાઓ છો.

સાર્ત્ર : હું પુસ્તકો લખું છું. તેમાં વિચારો હોય છે. માણસે એનો જવાબ વાળવો હોય તો તેણે બીજાં પુસ્તકો લખવાં જોઈએ.

પ્રશ્ન : પણ તમે મેર્લો-પૉન્તી (Merlean-Ponty) કે લેવી સ્ટ્રોસ કે રેમોં આરોંને કશો જવાબ વાળ્યો જ નહોતો. એ લોકોએ તમારાં પુસ્તકોની સામે પક્ષે દલીલો કરતાં પુસ્તકો લખ્યાં હતાં, છતાંય તે.

સાર્ત્ર : ના, શો અર્થ હતો તેમ કરવાનો ? મારે કહેવાનું હતું તે મેં કહી દીધું હતું. એ લોકોએ મારા દૃષ્ટિબિન્દુથી જુદી જાતનું દૃષ્ટિબિન્દુ રજૂ કર્યું હતું. મારે વિશે એ લોકોએ જે કંઈ લખ્યું હોય એ સાથે જે કોઈ સંમત ન હોય તેણે એ કહેવું જોઈએ. મારે એવું કરવાની જરૂર નથી. આમ કહીને હું તિરસ્કાર બતાવતો નથી. લેવી સ્ટ્રોસ માટે તો મારા મનમાં તિરસ્કાર સિવાય બધું જ છે. સામે પક્ષે હું માનું છું કે એ ઘણા સારા માનવવંશશાસ્ત્રી (Anthropologist) છે, પણ એમણે 'દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા' ઉપર પાનાંઓ ભરીને જે લખ્યું છે તે મને બેહૂદું લાગે છે. પણ મારે એમને એ કહી બતાવવાની જરૂર નથી. એનો અર્થ શો ?

પ્રશ્ન : અને વિચારો વિશેના સાદાસીધા વાર્તાલાપો ?

સાર્ત્ર : હું એને ધિક્કારું છું — બૌદ્ધિકો વચ્ચે થતી વિચારો સંબંધીની ચર્ચાઓને. એમાં માણસ પોતાને કદીયે ન્યાય કરતો હોતો નથી. તેમાં માણસ ઘણી મૂર્ખાઈભરેલી વાતો કરતો હોય છે.

પ્રશ્ન : કોઈકની સાથે, તમને સૂઝી આવ્યું હોય તે વિશે નિરૂપણ કરતાં કરતાં કદીયે તમે શું કહેવા માગતા હતા તે જડી ગયું નથી ?

સાર્ત્ર : ના, જોકે મારા વિચારો મૂર્ત સ્વરૂપ ધરે તે પહેલાં હું સીમોન દ બોવ્વાર પાસે એનું નિરૂપણ કરી શકું છું. 'અસ્તિત્વ અને શૂન્યતા' (Being and Nothingness)માં મેં જે બધા મોટા મોટા વિષયો (themes) રજૂ કર્યા છે તે લખાયા પહેલાં

મેં તેમની પાસે રજૂ કર્યા હતા. મારા બધા જ વિચારો ઘડાવાની પ્રક્રિયામાંથી પસાર થતા હતા ત્યારે મેં તેમની પાસે રજૂ કરેલા છે.

પ્રશ્ન : કારણ કે એ પણ તત્ત્વજ્ઞાનના તમારા જેટલા જ સ્તરે હતાં!

સાર્ત્ર : એટલું જ માત્ર નહિ, પણ કારણ એ કે હું જે કંઈ કરવા માગતો હતો, મારે વિશેના જ્ઞાનનો મારો પોતાનો જે સ્તર હતો તે સ્તરે તે હતાં. એટલે આ કારણે જેમની સાથે વાત થઈ શકે તેવું એકમાત્ર માણસ તે હતાં. આવું માણસ મળવું વિરલ હોય છે. આ મારું અનેરું સદ્ભાગ્ય છે. કદાચ એવા ઘણાબધા લેખકો હોય છે – પુરુષો અને સ્ત્રીઓ બન્ને – કે જેમને ઘણીબધી બુદ્ધિસંપન્ન વ્યક્તિએ પ્રેમ આપ્યો હોય અને સહાય કરી હોય. દાખલા તરીકે જ્યોર્જ એલિયટને પણ એવું માણસ સાંપડેલું હતું. તેનો બીજો પતિ તેને ઘણો પ્રેમ કરતો. સીમોન દ બોવ્વાર અને મારી વચ્ચે અજોડ જેવી જે ચીજ છે તે છે અમારા વચ્ચે સંબંધની સમાનતા.

પ્રશ્ન : તમે બન્ને તમારાં લખાણો સંબંધી એકબીજાને કોઈક અર્થમાં સત્તા (the imprimatur) સોંપી દો છો?

સાર્ત્ર : બરાબર એમ જ. એને માટેનો એ જ સાચો શબ્દ છે. પાછળથી છાપાંઓમાં કે સામયિકોમાં જે કંઈ ટીકાટિપ્પણ આવે તેથી મને આનંદ થાય કે ન પણ થાય. પણ મારે મન એનું બહુ મૂલ્ય હોતું નથી. 'ઉબકા'ના સમયથી આ જ સ્થિતિ રહી છે.

પ્રશ્ન : પણ તોયે સીમોન દ બોવ્વારની ટીકાઓની સામે તમારે બચાવ કરવા નીકળવા પડ્યાના પ્રસંગો આવ્યાં છે, નહિ?

સાર્ત્ર : અરે, ઘણીયે વાર. વાસ્તવમાં તો અમે બન્નેએ એકબીજાને અપમાનિત પણ કર્યાં છે... પણ મને જાણ હોય છે

જો કે આખર જતાં તો એ જ સાચાં નીકળવાનાં, આમ કહું છું એનો અર્થ એવો નથી કે એમની બધીયે ટીકાઓ મેં સ્વીકારી લીધી હોય, પણ એમાંની ઘણીખરી તો મેં સ્વીકારી છે જ.

પ્રશ્ન : એ તમારા પ્રત્યે જેટલાં કડક છે તેટલા તમે તેમનાં પ્રત્યે છો ?

સાર્ત્ર : પૂરેપૂરો. જેટલા પ્રમાણમાં કડક બનવું હોય તેટલો. તમે જે વ્યક્તિની ટીકા કરી રહ્યા હો તેને ચાહવાનું સદ્ભાગ્ય તમને પ્રાપ્ત થયું હોય એટલે તેની કડક ટીકા તમે ન કરી શકો એ વાતનો કશો અર્થ નથી.

પ્રશ્ન : તો તો તમે એમ કહેશો કે જે એક જ વ્યક્તિની સાથે તમે ખરેખર વાતચીત કરી શકો એમ છો તે વ્યક્તિ સીમોન દ બોવ્વાર છે. પણ એમ હોય તોયે, વિદ્યાર્થી તરીકેની નિઝાં (Nizan) અથવા આરોઁ (Aron) સાથેની તમારી ચર્ચાઓમાંથી તમારી પાસે કંઈક સિલક પડી રહ્યું હશે...

સાર્ત્ર : ખાસ નહિ. આરોઁ અને પોલિત્ઝેર (Politzer) સાથે હું ખૂબ વાતો કરતો, પણ એ નકામું હતું. નિઝાં સાથેની વાતો, હા, થોડીક મહત્ત્વવાળી પણ હતી. પણ અમને એકબીજાથી અલગ પાડનારી ચીજ એ હતી કે એ માર્ક્સવાદી થઈ ગયા. બીજા શબ્દોમાં કહું તો, અમે મિત્રો થયા ત્યારે એ જે વિચારધારા ધરાવતા નહોતા તે વિચારધારા તેમણે અપનાવી લીધી. એ વિચારધારામાં તે માનતા હતા તેના કરતાં ઘણા સમૃદ્ધ સૂચિતાર્થો હતા. ઓચિંતાનું જ જે વિચારને હું સમજી શકતો નહોતો, જેને વિશે હું હજી બહુ ઓછું જાણતો હતો તેવા વિચારની સન્મુખ આવીને હું ઊભો રહ્યો હોઉં તેવું મને લાગ્યું. મે *Das Kapital* વાંચ્યું હતું તો પણ તે સમજ્યા વિના વાંચ્યું હતું; એટલે કે એથી પલટામાં

વિના વાંચ્યું હતું; અને આ વિચાર ચીઢ ચઢે તેવો બની રહ્યો — જાણે એ કોઈક રીતની સેતાનિયતભર્યો હોય, જાણે મો મચકોડીને એ આપણા ચાળા પાડતો હોય, આપણી મશ્કરી કરતો હોય તેવો બની રહ્યો – કારણ કે કોઈક બીજો માણસ, જે માણસ પ્રત્યે મને લાગણી હતી તે માણસ તેનો એવડી રીતે ઉપયોગ કરતો હતો — ગંભીર સત્ય તરીકે પણ, અને મારી ઠેકડી ઉડાડવાના સાધન તરીકે પણ.

મને લાગ્યું કે માર્ક્સવાદ મારી સામે આહ્વાન ધરી રહ્યો હતો; કારણ કે એ એક મિત્રની વિચારધારા હતી અને એ વિચારધારા અમારી મૈત્રીને તોડીફોડી રહી હતી. અને ઓછામાં ઓછું મહાયુદ્ધના અંત સુધી તો માર્ક્સવાદ મને કનડતી કશીક વસ્તુ બની રહ્યો, મને ઈજા પહોંચાડતી વસ્તુ જે મને બતાવતી હતી કે હું બધી જ વસ્તુઓ વિશે જ્ઞાન ધરાવતો નહોતો એટલું જ નહિ, પણ એમના વિશેના જ્ઞાનથી હું ઘણો દૂર હતો; મારે શીખવાનું હજી બાકી હતું અને શીખવાનું હું કરી શકતો નહોતો. એક વાર લ આવ્ર (Le Havre)માં મેં માર્ક્સનાં અથવા માર્ક્સ વિશેનાં થોડાં પુસ્તકો વાંચ્યાં, પણ હું એમને યાદ રાખી શક્યો નહિ, એમનો અર્થ શો હશે તે સમજી શક્યો નહિ.

યુદ્ધ દરમ્યાન દુશ્મનોએ દેશનો કબજો લીધો હતો અને જ્યારે હું તેનો પ્રતિકાર કરનાર જૂથનો એક અંશ હતો — ને એ જૂથમાં સામ્યવાદીઓ પણ હતા — ત્યારે માર્ક્સવાદ મને સામર્થ્યભર્યો લાગવા માંડ્યો. ને પછી, યુદ્ધ પૂરું થયા પછી, નીતિશાસ્ત્ર વિશે પ્રબંધ-ગ્રંથ તૈયાર કરવા માટે મેં નોંધોથી ડઝનબંધ ટાંચણપોથીઓ ભરી કાઢી. ક્રમભાગ્યે મેં એ નોંધો ખોઈ નાખી છે. એ નોંધો માર્ક્સવાદ ઉપરની ચર્ચા સમાન હતી.

પ્રશ્ન : ૧૯૫૭માં તમે કહેતા હતા કે અસ્તિત્વવાદ એ

માર્ક્સવાદમાં સ્વાવત્ત રીતે સમાયેલો છે. હજી પણ તમે તે અભિપ્રાયને વળગી રહ્યા છો ?

સાર્ત્ર : હા, સંપૂર્ણપણે.

પ્રશ્ન : તો હજી પણ તમે "અસ્તિત્વવાદી"નું લેબલ સ્વીકારો છો ?

સાર્ત્ર : એ શબ્દ બેહૂદો છે. ઉપરાંત, તમે જાણો છો પ્રમાણે, હું એ શબ્દ પ્રયોજનારો નહોતો. લોકોએ મને એ વળગાડી દીધો તે મેં એ સ્વીકારી લીધો. પણ હવે પાઠ્યપુસ્તકો સિવાય ક્યાંય કોઈ મને "અસ્તિત્વવાદી" કહેતું નથી, અને પાઠ્યપુસ્તકોમાં વપરાય છે તેનો કશો અર્થ થતો નથી.

પ્રશ્ન : લેબલોને લાગેવળગે છે ત્યાં સુધી તમે માર્ક્સવાદી કરતાં "અસ્તિત્વવાદી" લેબલ વધારે પસંદ કરો છો ?

સાર્ત્ર : જો કોઈ પણ લેબલની અનિવાર્યતયા જરૂર હોય તો મને "અસ્તિત્વવાદી" વધારે ગમે.

* * *

પ્રશ્ન : ને પ્રશંસા વિશે શું ? કોઈને પણ વિશે તમે પ્રશંસાનો ભાવ અનુભવો છો ?

સાર્ત્ર : ના, હું કોઈ તરફ પ્રશંસાનો ભાવ અનુભવતો નથી, અને મારા તરફ કોઈ પણ તેવો ભાવ અનુભવે તેમ ઇચ્છતો નથી. માણસો માટે પ્રશંસિત બનવાનું કોઈ કારણ નથી. બધા જ માણસો એક જ પ્રકારના હોય છે, બધા સમાન હોય છે. જે મહત્ત્વનું છે એ તો તેઓ શું કરે છે તે છે.

પ્રશ્ન : છતાં એક દિવસ તમે મને કહેતા હતા કે તમે

વિક્ટર હ્યુગોના પ્રશંસક હતા...

સાર્ત્ર : ના, એટલો બધો નહિ. હ્યુગો વિશે મારા મનમાં બરોબર કઈ જાતની લાગણી થાય છે તે હું તમને કહી શકતો નથી. જેની ટીકા કરી શકાય તેવી વાણી, વસ્તુઓ તેનામાં છે. તો વળી બીજી એવી વસ્તુઓ પણ છે જે વાણી સુંદર છે. એ બધું ગૂંચવણભર્યું અને સંમિશ્રિત છે. એટલે હું એની પ્રશંસા કરું છું એમ કહીને હું એમાંથી છટકી ગયો. પણ સાચી વાત એ છે કે હું બીજા કોઈને પ્રશંસતો હોઉં તેનાથી જરી પણ વધારે તેને પ્રશંસતો નથી. ના, પ્રશંસા એ એવી લાગણી છે કે જેની અંદર, પોતે જેનો પ્રશંસક હોય તેના કરતાં પોતે કંઈક ઊતરતો હોય એવું ગૃહીત સમાયેલું હોય. તમે જાણો છો તેમ હું બધા માણસોને સમાન ગણું છું, એટલે મનુષ્યો વચ્ચે પ્રશંસાનું કોઈ સ્થાન રહેતું નથી આદર – આદર એ તો સાચી લાગણી છે જે એક મનુષ્ય બીજા પ્રત્યે દર્શાવી શકે તેવી અપેક્ષા રહે.

પ્રશ્ન : પ્રેમ કરતાં વિશેષ ?

સાર્ત્ર : ના, પ્રેમ અને આદર એ એક જ વાસ્તવિકતાનાં બે પાસાં છે. એનો અર્થ એ નથી કે પ્રેમ માટે આદર હોવો કે આદર માટે પ્રેમ હોવો એ અનિવાર્યતયા જરૂરી છે. પરંતુ જ્યારે એ બન્ને હાજર હોય ત્યારે એક વ્યક્તિનું બીજી વ્યક્તિ પ્રત્યેનું સાચું વલણ ગણાય. હજી આપણે એ સ્થિતિએ પહોંચ્યા નથી. જ્યારે આત્મલક્ષિતા પૂર્ણપણે અનાવરિત બની જશે ત્યારે આપણે એ સ્થિતિએ પહોંચી શકીશું.

પ્રશ્ન : પણ તો, તમે તમારી મૈત્રીઓમાં અસ્થિર રહો છો અને પ્રણયસંબંધોમાં સ્થિર રહો છો એ હકીકત તમારી જાતને શી રીતે સમજાવી શકો છો ?

સાર્ત્ર : મૈત્રીમાં હું અસ્થિર નથી. તમને ગમતું હોય તો આપણે એમ કહીએ કે મારી મૈત્રીઓ મારા પ્રણયસંબંધો જેટલી ગણનાયોગ્ય નથી રહી. હું અસ્થિર છું એમ તમે શા માટે કહો છો ?

પ્રશ્ન : દાખલા તરીકે હું કૅમ્યુ (Camus) વિશે વિચારું છું.

સાર્ત્ર : પણ હું કહીએ કૅમ્યુની વિરુદ્ધ હતો જ નહિ. એમણે લ તાં મૉદેર્ન (Le Temps Modernes)ને જે લેખ મોકલ્યો તેમાં મારો ડિરેક્ટર સાહેબ (Monsieur le Directeur) કહીને ઉલ્લેખ કર્યો હતો તેની હું વિરુદ્ધ હતો. તે લેખ ફ્રાન્સિસ ઝયાંસોં (Francis Jeanson)ના લેખ વિશેના ગાંડાઘેલા વિચારોથી ભરેલો હતો. ઝયાંસોંને એ જવાબ દઈ શકતા હતા, પણ જે રીતે તેમણે તે કર્યું તે રીતે નહિ. એમના એ લેખે મને ગુસ્સે કર્યો હતો.

પ્રશ્ન : અને એ પછી તમારા સંબંધો તૂટી ગયા તેની તમને કંઈ અસર ન થઈ ?

સાર્ત્ર : ના, ખરેખર નહિ. અમે એકબીજાને બહુ ઓછું મળતા, અને છેલ્લાં થોડાં વર્ષોમાં તો એ જ્યારે જ્યારે મને મળતા ત્યારે મારી સામે વરાળ કાઢતા. સંબંધો તૂટી જાય એટલે સુધી વાત પહોંચી નહોતી, પણ બહુ ઓછું સુખદ બની ગયું હતું. એ બહુ જ બદલાઈ ગયા હતા. કૅમ્યુ ખરેખર બદલાઈ ગયા હતા. શરૂશરૂમાં હજી એમને ખબર નહોતી કે પોતે સારા લેખક છે. એ રમૂજી આદમી હતા અને અમે સાથે હોઈએ ત્યારે લહેર પડતી. એમની ભાષા ખૂબ જ ગતિમાન હતી – મારી પણ એવી જ હતી, અને અમે બન્ને એક પછી એક ગંદી ગંદી વાતો કર્યે જતા. એમનાં પત્ની અને સીમોન દ બોવ્વાર એથી આઘાત પામતાં હોય એવો દંભ કરતાં. બે કે ત્રણ વર્ષ સુધી મારે એમની સાથે ખરેખર સારા સંબંધો હતા. બુદ્ધિમત્તાના સ્તર ઉપર, અમે બહુ

આગળ વધતા નહિ કેમ કે એ ત્વરાથી પ્રાસકો ખાઈ જતા. વાસ્તવમાં એમની એક બાજુ એવી હતી જે તેમને વિશે તે આલ્જીરિયાના બળુકા માણસ હોવાની, જાણે એ મોટા ગુંડા હોય તેવી, ને એ ખૂબ જ રમૂજી હોય તેવી છાપ પાડતી. કદાચ મારા જીવનમાં મને મળેલા છેલ્લા સારા મિત્ર એ હતા.

**પ્રશ્ન** : તમારા જીવનમાંથી સરી ગયેલા, ખરેખર, ઘણાબધા માણસો છે. એમાંના ઝાઝા ભાગના પુરુષો છે.

**સાર્ત્ર** : ઘણીબધી સ્ત્રીઓ પણ મારા જીવનમાંથી સરી ગઈ છે. કેટલીક વાર એ મૃત્યુ પામી હોવાથી, કેટલીક વાર અન્ય કારણોને અંગે. પણ સામાન્ય રીતે એમ કહું તો મને એમ લાગતું નથી કે મારી મૈત્રીઓમાં હું અન્ય કોઈથી પણ વધારે અસ્થિર રહ્યો હોઉં. દાખલા તરીકે બોસ્ત (Bost) સાથેની મારી મૈત્રી કાસ્તોર (Castor) સાથેના સંબંધો જેટલી જ જૂની છે. હજી પણ હું, જેને અમે "કુટુંબ" કહીને સંબોધીએ છીએ તેમાંના લગભગ બધા જ માણસોને મળતો રહેતો હોઉં છું...દાખલા તરીકે પુઈઆઁ (Pouillon). પાંત્રીસ વર્ષથી એ મારા મિત્ર રહ્યા છે. તોયે ઝીરાકોમેતી (Ziracommetti) સાથેના મારા સંબંધોનો વિચિત્ર અંત આવ્યો. એક ગેરસમજ, જે હું પૂરેપૂરી સ્પષ્ટતાથી સમજી શક્યો નહોતો... પણ એ વળી બીજી વાત થઈ. એમના મૃત્યુના થોડા સમય પહેલાં, કોઈક ને કોઈક અર્થમાં એ પણ મારી વિરુદ્ધ થઈ ગયા હતા. પણ હું માનું છું કે એ એમની કોઈક જાતની ગેરસમજને આભારી હતું.

* * *

**પ્રશ્ન** : આપણે ફરીથી સ્ત્રીઓના વિષય તરફ વળીએ.

**સાર્ત્ર** : સ્ત્રીઓ સાથેના મારા સંબંધો હંમેશાં ઉત્તમ પ્રકારના રહ્યા છે, કેમ કે જે સંબંધો, તેમના શાબ્દિક અર્થ અનુસાર, જાતીય

પ્રકારના હોય છે તે પરલક્ષી અને આત્મલક્ષી બન્ને તત્ત્વોને એકી-સાથે, વધારે સરળતાપૂર્વક, અર્પિત કરી દેવાની સગવડ ધરાવતા હોય છે. સ્ત્રી સાથેના સંબંધો આપણે બધેને તેની સાથે જાતીય વ્યવહાર કરતો ન હોય, પણ કોઈક વાર કરી ચૂક્યો હોય, અથવા કરી શકયો હોત તેવા હોય તે – વધારે સમૃદ્ધ હોય છે. પહેલે પ્રથમ તો તેમાં જે ભાષા વપરાય છે તે વાણી નથી હોતી પણ હાથોની ભાષા, ચહેરાની ભાષા હોય છે. તેના સાચા અર્થમાં હું જાતીયતાની ભાષા વિશે વાત નથી કરતો. ભાષાના પોતાનું પૂરતું તો, જ્યારે પ્રેમનો સંબંધ તેની સાથે સંકળાઈ ગયો હોય ત્યારે તે ઊંડામાં ઊંડી જગ્યાએથી, જાતીયતામાંથી પ્રગટ થાય છે. સ્ત્રી પૂરતું તો, તે પોતે સર્વાંગે જે હોય છે તે તેમાં રજૂ થઈ જાય છે.

પ્રશ્ન : વળી, હું તમને ઓળખું છું તે સમયથી જે એક વાત મને સમજાઈ છે તે એ છે કે તમે જ્યારે તમારા મિત્રો વિશે બોલો છો ત્યારે ઘણીયે વાર તમે જલાવી મૂકે તેવા બની જાઓ છો.

સાર્ત્ર : કારણ કે એ લોકો કેવા છે તે હું જાણું છું અને હું કેવો છું તે પણ હું જાણું છું. મારા પોતા વિશે પણ હું એવો – જલાવી મૂકે તેવો – બની શકું.

પ્રશ્ન : ને જો તમે તમારા પોતા વિશે એવા – જલાવી દે તેવા – બની જાઓ તો શું કહો?

સાર્ત્ર : સામાન્ય રીતે કહેવું હોય તો મારાથી ઉદ્દામ મત-વાદમાં જેટલે લાંબે સુધી જવાયું હોત ત્યાં સુધી હું ગયો નહિ તે ઉપર જ વાત હંમેશાં આવીને અટકે. સ્વાભાવિક રીતે જ, મારા જીવન દરમિયાન, એક યા બીજા કારણે મેં નાનીમોટી અનેક ભૂલો કરી છે. પરંતુ એ બધાના હાર્દમાં જઈને જોઈએ તો જે દરેક વખતે મેં ભૂલ કરી હશે તે એક જ કારણે કરી હશે —

જેટલી જરૂર હતી તેટલો હું ઉદ્દામ નહોતો એ.

**પ્રશ્ન :** છતાં જે લોકો તમને ઓળખે છે તે સામાન્ય રીતે એમ માને છે કે તમારા સ્વભાવનાં લક્ષણોમાંનું મુખ્ય લક્ષણ તમારામાં આપમોહ્યાપણાનો (nareissism) અભાવ છે તે છે. તમે એ વાત સાથે સંમત થાઓ છો?

**સાર્ત્ર :** હું જો આપમોહ્યો ન હોઉં તો એ સારી વાત ગણાય તેમ હું માનું છું. ને એવો ન હોય એ માણસ જે રીતે વર્તે તેવી રીતે હું ખરેખર વર્તું પણ છું. પણ એનો અર્થ એ નથી કે એ વાત સર્વાંશે સાચી છે. હું માનું છું કે આપમોહ્યાપણું એ પાછું વળીને પોતાની જાતને જોઈ લેવાની, પોતાની જાતને પ્રેમ કરવાની અમુક રીત છે. પોતે શું છે તે વિશે માણસને જે કલ્પના હોય તે કલ્પના પ્રમાણેના માણસને પોતે જે કંઈ કરતા હોઈએ તેમાં શોધી કાઢવાની એ રીત છે. ટૂંકમાં, પોતા સાથેની એ નિરંતરની સગાઈ છે – જોકે આ પોતાપણું એ જે ક્રિયાશીલ સ્વત્વ બોલતું હોય છે, સ્વપ્નો જોતું હોય છે, કાર્ય કરતું હોય છે. બરાબર એ જ પોતાપણું નથી.

કેમકે મારી સાથે બેઠેલા કોઈકની કશીક શક્તિ મને એ તરફ વાળી પણ દે.

પ્રશ્ન : પરંતુ સુખી થવાની એક શરત એ છે કે માણસે પોતાને ચાહવું એમ તમે નથી માનતા ?

સાર્ત્ર : માણસ પોતાને ચાહે છે ખરો ? માણસને પોતા વિશે જે ભાવ હોય છે તે જુદી જાતનો નથી હોતો ? બીજા કોઈકને ચાહવું એ પ્રમાણમાં સાદુંસીધું, અને સમજવામાં સરળ હોય છે. કેમ કે તમે જેને ચાહતા હો એ વ્યક્તિ હંમેશાં હાજર નથી હોતી, અને તમે પોતે એ વ્યક્તિ નથી હોતા. તમને તમારી પોતાની હસ્તી વિશે જે ભાવ હોય છે – જે હસ્તી હંમેશાં હાજરાહજૂર હોય છે અને જે તમારી પોતાની જ હસ્તી હોય છે, અને એ કારણથી એ હસ્તી જ ચાહનાર પણ હોય છે અને જેની તરફ ચાહના થાય છે તે પણ હોય છે – તે ભાવ અસ્તિત્વ ધરાવતો જ નથી તે બતાવવા આ બે કારણો પૂરતાં છે. સિવાય કે, અલબત્ત, તમે પ્રતિરૂપોને પ્રવેશાવતા હો. પણ એ બિન્દુએ તો આપણે ફરી પાછા આપમેળાપણાના સ્તરે આવી જતા હોઈએ છીએ. હું નથી માનતો કે પોતાનો પોતા સાથેનો સાચો સંબંધ પ્રેમનો સંબંધ હોવો જોઈએ. હું માનું છું પોતાનો બીજાઓ સાથેનો સાચો સંબંધ એ પ્રેમ છે. સામે પક્ષે પોતાને ચાહવું જ નહિ, પોતાને નિરંતર ઉપાલંભ જ આપ્યા કરવો, પોતાને ધિક્કારવું એ પણ પોતાને પામવાની આડે આવતા એટલા જ મોટા અંતરાયરૂપ છે.

પ્રશ્ન : તમારામાં ગુનેગારપણાનો ભાવ બિલકુલ નથી એ તમારે વિશેની આશ્ચર્ય પમાડનારી વસ્તુ છે.

સાર્ત્ર : સાચું છે. મારામાં એ ભાવ જરા પણ નથી. કોઈ પણ અંતના ગુનાનો ભાવ. હું મને કોઈ દિવસ ગુનેગાર

લાગતો નથી, ને હું ગુનેગાર છું પણ નહિ.

**પ્રશ્ન** : ને છતાં તમારી કૃતિઓમાં તમે એ ભાવ વર્ણવ્યો છે. એ કૃતિઓનું એ મુખ્ય વસ્તુ પણ બની ગયો છે. ગુનેગાર-પણાના ભાવને આટલી સરસ રીતે નિરૂપી શકવા માટે, મને લાગે છે કે, તમે પોતે પણ એ ભાવ અનુભવ્યો હોવો જોઈએ. મને લાગે છે કે આજે જો તમારામાં એવી ગુનેગારવૃત્તિનો કોઈ જાતનો ભાવ અસ્તિત્વ ધરાવતો ન હોય તો, એ કદાચ, તમે એના ઉપર મેળવેલા વિજયને વિશેષ આભારી હોય. તમે શરૂઆત કરી ત્યારથી જ એ તમારામાં ન હોય એવું નયે હોય.

**સાર્ત્ર** : મારા કુટુંબમાં, શરૂઆતના કાળથી જ, એ લોકોએ, હું બહુ મૂલ્યવંતું બાળક છું એ ભાવ મારામાં ભરી દીધો હતો. પરંતુ સાથે સાથે મારામાં મારી પોતાની ભાગ્યવશતા (contingency)નો ખ્યાલ હતો. એ ખ્યાલ પેલા મૂલ્યવત્તાના ખ્યાલને થોડોઘણો હળવો બનાવી દેતો હતો, કેમકે મૂલ્ય એ તો વંટોળિયા સમાન છે. વિચારસરણીઓ અને અલગતાવૃત્તિઓ તેના પાયારૂપ હોય છે. જ્યારે ભાગ્યવશતા તો નકરી વાસ્તવિકતા છે. મેં એક છટકબારી શોધી કાઢી – મારામાં મૂલ્યવત્તા સ્થાપવી, કેમકે બીજાઓને હતું નહિ તેવું ભાગ્યવશતા વિશેનું મને ભાન હતું. પરિણામે હું ભાગ્યવશતા વિશે વાતો કરનારો માણસ બની ગયો – જેણે પોતાના મૂલ્યનું રોકાણ એની સમજ અને અર્થસભરતાની શોધખોળ માટે કર્યું હોય. આ બધું બહુ સ્પષ્ટ છે.

**પ્રશ્ન** : ને તમને નથી લાગતું કે તમે દ્રવ્ય સાથે જે રીતે વ્યવહાર કરો છો તેમાં કોઈ તમારી ગુનાહિતવૃત્તિ ભાળી શકે?

**સાર્ત્ર** : મને એમ નથી લાગતું એ બાબતમાં મારે જે પહેલી ચીજ કહેવી જોઈએ તે એ છે કે હું એવા કુટુંબમાંથી

આવતો નહોતો જેમાં દ્રવ્ય અને શ્રમ વચ્ચેનો સંબંધ સ્પષ્ટ રીતે કઠોર અને દુઃખભર્યો ગણાતો હોય.

મારા માતામહ ખૂબ કામ કરતા, પણ એ લેખનનું કામ હતું. અને મારે માટે તો વાંચવા અને લખવા સિવાય બીજું કશુંય ન કરવું તે ગમ્મતભર્યું હતું. એમના અભ્યાસખંડમાં પુસ્તકો હતાં, અને એ લખતા રહેતા. એમને એમાં મઝા આવતી. એ જે મુફો સુધારતા તે હું જોતો ને તેમાં મને આનંદ પડતો. ને વળી તે લોકો સાથે વાતો કરતા, અને તેમને જર્મન ભાષા શીખવતા. ને એ બધું એમને પૈસા કમાઈ આપતું. તમે જોઈ શકો છો તે પ્રમાણે, દ્રવ્ય અને શ્રમ વચ્ચેનો સંબંધ જુદો પાડીને પારખી શકાય એવો નહોતો.

પાછળથી જ્યારે હું પોતે લખતો થયો ત્યારે મને જે પૈસા મળતા અને હું જે પુસ્તકો લખતો તેની વચ્ચે જરી જેટલો પણ સંબંધ નહોતો. એ સંબંધ હું સમજતો પણ નહોતો, કેમ કે હું માનતો કે પુસ્તકોનું મૂલ્ય તો સદીઓ વીતતી જાય તેમ બંધાતું આવે છે. પરિણામે, મારાં પુસ્તકો અને જે પૈસા કમાઈ આપતાં તે પોતે એક જાતની ભાગ્યવશતાની જ નિશાની હતી. તમે એમ કહી શકો કે પૈસા અને મારા જીવન વચ્ચેનો એ પહેલો સંબંધ ટકી રહ્યો છે. એ સંબંધ મૂર્ખાઈભર્યો છે.

મારી પાસે મારું કાર્ય હતું, મારી જીવનરીતિ હતી, મારા પ્રયત્નો હતા, જેમાંથી મને આનંદ મળતો – કેમ કે જ્યારે જ્યારે હું લખતો હોઉં ત્યારે ત્યારે હંમેશાં હું સુખી હોઉં છું, અને એ બધા જોડે મારું પ્રાધ્યાપકપદ થોડુંઘણું જોડાયેલું હતું. એ મને પજવતું નહોતું. હું કરતો હતો તે મને ગમતું. એ સંજોગોમાં કોઈએ પણ મને પૈસા આપવાની શી જરૂર હતી ? ને છતાં લોકો એ આપતા.

**પ્રશ્ન :** જ્યારે હું ગુનાહિતવૃત્તિ વિશે વાત કરતો હતો ત્યારે તમે જે રીતે પૈસા આપી દો છો તે વિશે હું વિચારતો હતો.

**સાર્ત્ર :** આપી દેવા માટે પણ-પહેલપ્રથમ તો મારી પાસે પૈસા હોવા જોઈએ. હું અઢાર કે ઓગણીસ વર્ષનો થયો અને એકોલ નોર્માલ (Ecole Normale)માં જ્યારે કામ કરતો થયો અને બહારના વિદ્યાર્થીઓને શિક્ષણ આપવા માંડ્યો ત્યારે તેમાંથી મને પૈસા મળતા થયા. ત્યાં સુધી તો હું કોઈને પૈસા આપી શકું તેમ હતો જ નહિ. ત્યારે મારી પાસે થોડા પૈસા આવ્યા અને તેમાંથી થોડાક હું કોઈને આપી દઈ શકું એ શક્ય બન્યું. પણ ખરેખર હું શું આપતો હતો ? જે કામ મને સંતોષ આપતું હતું તે કરી રહ્યા પછી મને કાગળના રૂપમાં જે પૈસા મળતા હતા તે. સિક્કાનું મૂલ્ય, એનું વજન, એનો ભાર વગેરે મારી જાતે મારે અનુભવવાનો નહોતો. જે કાગળિયાં-નાણાં મારા હાથમાં આવતાં હતાં તે હું આપી દેતો હતો. તે બધું મફત મળતું હતું તેમ મને લાગતું હતું.

**પ્રશ્ન :** એમાંથી તમે વસ્તુઓ ખરીદવાની, વસ્તુઓનો કબજો મેળવવાની ઇચ્છા કરી શક્યા હોત.

**સાર્ત્ર :** એ પણ બનતું. મને મળતું તે બધું જ હું આપી દેતો નહોતો, એટલે મારે માટે હું વસ્તુઓ ખરીદી શકતો. પણ મને મારું પોતાનું ઘર કે એપાર્ટમેન્ટ મેળવવાની ઇચ્છા કદીયે થઈ નહોતી. આટલું કહ્યા પછી હું કહી શકું કે હું જે પૈસા આપી દેતો તેમાં જરી જેટલી પણ ગુનાહિતપણાની લાગણી નહોતી. હું આપી શકતો હતો એટલે, અને જે લોકોમાં મને રસ હતો એ લોકોને એની જરૂર હતી એટલે, હું આપતો હતો. મેં કોઈક ભૂલ કરી હોય તેને સુધારી લેવા માટે; કે પૈસો મને ભારરૂપ લાગતો હતો એટલે, મેં કદીયે પૈસા આપી દીધા નથી.

પ્રશ્ન : તમને હું પહેલવહેલો ઓળખતો થયો ત્યારે જે એક ચીજે મારું ધ્યાન ખેંચ્યું તે એ હતી કે તમારી પાસે પૈસાની નોટોના થોકડા ને થોકડા રહેતા. શા માટે ?

સાર્ત્ર : એ વાત સાચી છે. ઘણી વાર મારી પાસે લગભગ દસ હજાર નવા ફ્રેન્ક ( અઢી હજાર ડૉલર ) કરતાં વધારે પૈસા રહેતા. આટલા બધા પૈસા મારી સાથે રાખવા માટે લોકોએ ઘણી વાર મને ઠપકો આપ્યો છે. દાખલા તરીકે સીમોન દ બોવ્વારને એ કઢંગું લાગતું. અને ખરેખર એ મૂર્ખાઈભર્યું છે. પણ સાચું કહું તો, હવે હું તેમ કરતો નથી. હું કદાચ એ ખોઈ નાખું કે કોઈ મને લૂંટી લે એ કારણે નહિ, પણ મારી આંખો નબળી પડી ગઈ છે તેથી. હું નોટોને ઓળખવામાં ગોટાળો કરી બેસું છું, અને એને અંગે પજવી નાખનારી પરિસ્થિતિઓ પેદા થાય. એમ છતાં પણ મારી પાસે પૈસા રાખવા મને ગમે છે, અને હવે હું એ મારી પાસે રાખી નથી શકતો એ મને અસુખદ લાગે છે. મારે કહેવું જોઈએ કે આજે આ પહેલી વાર કોઈએ મને પૂછ્યું કે શા માટે...

મને ખબર છે કે નોટોની જાડી થોકડી હું ખીસામાંથી કાઢું એટલે કોઈ મોટા શ્રીમંત જેવો લાગું. મને કોત દ આઝુર ( Cote dc Azur ) પર આવેલી એક હોટલ યાદ આવે છે. હું અને સીમોન દ બોવ્વાર ઘણી વાર ત્યાં જતાં. એક વાર એ હોટલની સંચાલિકાની જગ્યાએ જે બાઈ બેઠી હતી તેણે સીમોન દ બોવ્વાર પાસે ફરિયાદ કરી કે ચૂકવવા માટે ઘણાબધા પૈસા મેં ખીસામાંથી બહાર કાઢ્યા...ને જ્યાં હું કોઈ મોટો શ્રીમંત નથી. ના, મને લાગે છે કે મને મારી સાથે ઘણાબધા પૈસા રાખવા ગમે છે કેમ કે કોઈક ને કોઈક રીતે એ, જે રીતે હું રાચરચીલા સાથે રહું છું, જે રીતે હું મારાં હંમેશનાં કપડાં પહેરું છું—જે લગભગ હંમેશાં એકનાં એક જ હોય છે—અને જે રીતે મારાં ચશ્માં,

મારું લાઈટર અને મારી સિગારેટો મારી સાથે હોય છે તેને મળતું આવે છે.

બની શકે તેટલી વધારેમાં વધારે ચીજો મારી સાથે ને સાથે રાખવાનો ખ્યાલ મારી આખી જિંદગીની વ્યાખ્યા કરી આપે છે — કોઈ પણ એક નિયત ક્ષણે મારા દૈનંદિન જીવનનું એ બધી ચીજો પ્રતિનિધિત્વ કરે છે. એટલે વર્તમાન ક્ષણે હું પૂરેપૂરો શું છું, અને મારે કોઈનો પણ આશ્રય લેવો પડતો નથી, કોઈની પાસે કોઈ પણ ચીજ માગવાની જરૂર પડતી નથી, મારા કબજાની દરેકેદરેક ચીજ, હું તુરતાતુરત તેનો ઉપયોગ કરી શકું તેવી જગ્યાએ છે — તેનો ખ્યાલ તેની પાછળ રહેલો છે. એ વસ્તુ બીજાઓ કરતાં ચડિયાતા હોવાની લાગણી સૂચવે છે, જે દેખીતી રીતે જ ખોટું છે. ને મને એનો સારો એવો ખ્યાલ પણ છે.

**પ્રશ્ન** : તમે ઘણી વાર ઘણી વધારે પડતી ટિપ (બક્ષિસ) પણ આપો છો.

**સાર્ત્ર** : હંમેશાં જ.

**પ્રશ્ન** : એ તમે જેને આપો તેને મૂંઝવણમાં મૂકી દે તેવી હોય છે.

**સાર્ત્ર** : હા, હવે તમે અત્યુક્તિ કરો છો.

**પ્રશ્ન** : તમારી પાસેથી હું એ શીખવા નથી માગતો કે ઉદારતાનો કંઈક બદલો મળવો જોઈએ, ને એમ ન થાય તો ઉદારતા કોઈક પ્રકારે નીચાજોણું કરાવે તેવી હોય.

**સાર્ત્ર** : એવો બદલો મળવો એ શક્ય નથી, પણ માયાળુતા મળવી શક્ય છે. હું એમને આટલી મોટી ટિપો આપું છું એ વાતની હોટલોના વેઈટરો કદર કરે છે, અને એમના માયાળુર્યા

વર્તનથી એનો બદલો વાળી દે છે. હું એમ માનું છું કે માણસ જો ટિપો મેળવીને જીવન ગુજારતો હોય તો મારે તેને વધારેમાં વધારે જેટલું આપી શકું તેટલું આપવું જોઈએ જેથી એ સારી રીતે જીવી શકે.

પ્રશ્ન : તમે અઢળક ધન કમાયા છો.
સાર્ત્ર : હા, હું થોડુંક ધન કમાયો છું ખરો, એ સાચું છે.

પ્રશ્ન : તમે જેટલું કમાયા છો એ બધાનો જો કોઈ સરવાળો કરવા બેસે તો બહુ જંગી રકમ થઈ જાય. એનું તમે શું કર્યું છે?

સાર્ત્ર : એ કહેવું મુશ્કેલ છે. તેમાંનું થોડું મેં લોકોને આપી દીધું છે, અને મારા ઉપર પણ ખર્ચ્યું છે – ખૂબખૂબ. પુસ્તકોમાં, પ્રવાસોમાં ખર્ચ્યું છે. પ્રવાસોમાં હું ખૂબ ખર્ચ કરું છું. પહેલાંના સમયમાં, જ્યારે મારી પાસે અત્યારે છે તેના કરતાં ઘણું વધારે ધન હતું ત્યારે મને જરૂર હોય તેના કરતાં ઘણાબધા વધારે પૈસા હું મારી સાથે રાખતો.

પ્રશ્ન : ખૂટી પડે એ ભયને કારણે?

સાર્ત્ર : કદાચ એ પણ એના ભાગરૂપ હોય. જ્યારે મારાં માતામહી મને પૈસા આપતાં ત્યારે હમેશાં કહેતાં : "કદાચ તું ક્યાંક બારી બારી ભાંગી નાખે તો તારી પાસે થોડા પૈસા હોય એ જરૂરી ગણાય." હજી આજે પણ, મારા ખાતામાં ઝાઝી સિલક ન હોય તો મને ગમતું નથી, જેમ અત્યારે એવી સિલક એમાં નથી એ. નથી ગમતું તેમ. ને એવા પણ ગાળાઓ આવ્યા છે જ્યારે મારી પાસે એક પૈસો પણ ન હોય. એક વાર મારી માતાને હું મારા કરવેરા ભરી શકું એ માટે મને એક લાખ ને વીસ હજાર ફ્રેન્ક આપવા પડેલા. મારી પાસે હોય તેના કરતાં હું હમેશાં વધારે

પૈસા ખર્ચતો રહ્યો છું...કરવેરા માટેના પૈસાની તો હું ગણતરી જ રાખતો નહોતો... હમણાં કેટલાંક વર્ષથી ગાઇમાર (Gallimard), સરકારને ભરણું કરવા માટે, મારા ખાતામાં થોડા પૈસા સિલક રાખ્યા કરે છે.

પ્રશ્ન : ને તમે શેમાં તમારા પૈસા ખર્ચો છો ?

સાર્ત્ર : પ્રવાસને બાદ કરો તો, આખરે હું મારા પોતા ઉપર બહુ ઓછો ખર્ચો કરું છું. દિવસમાં એક વાર રેસ્ટોરાંમાં જાઉં છું – પણ હંમેશાં કોઈકની ને કોઈકની સાથે જ – એ સો ફ્રેન્ક થાય. સિગારેટો, કોઈક જ વાર કપડાં. પુસ્તકો મને ભેટ મળે છે. ઘણાં પુસ્તકો ખરીદ્યાં છે પણ એ ઘણા કાળ પહેલાં. ઘરની સાફસૂફી કરનારી બાઈને હું પગાર ચૂકવું છું, અને પ્રમાણમાં મોંઘો ગણાય એવા ઍપાર્ટમેન્ટમાં રહું છું. મહિનાનું ભાડું બે હજાર ફ્રેન્ક. પણ એ બધું, હું દર મહિને જે ખર્ચ કરું છું તેનો ખરેખરો ખ્યાલ આપતું નથી.

પ્રશ્ન : દર મહિને તમે કેટલો ખર્ચ કરો છો ?

સાર્ત્ર : બધું મળીને ? આર્થિક રીતે મારા ઉપર આશ્રિત હોય તેવા લોકો છે. એ લોકો ઉપર, બધું મળીને, મારો બાંધ્યો ખર્ચ દર મહિને પંદર હજાર ફ્રેન્ક જેટલો થાય છે. ને મારા પોતા ઉપર હું ત્રણ હજાર ફ્રેન્ક ખર્ચું છું. આમ બધું મળીને દર મહિને લગભગ અઢાર હજાર ફ્રેન્ક ખરચાય છે, ને બને છે તે પ્રમાણે, દર મહિને ગાલીમાર મને જે સવા સાત હજાર ફ્રેન્ક આપે છે તે પુઈગ (Puig) ઉપાડી લે છે. ને એ ઉપરાંત, સામાન્ય રીતે, દસ હજાર ફ્રેન્ક.

પ્રશ્ન : ને એ દસ હજાર આવે છે ક્યાંથી ?

સાર્ત્ર : એમાંનો અમુક ભાગ, મારી જે કૃતિઓ ફ્રાંસમાં ભજવાઈ હોય કે આકાશવાણી કે દૂરદર્શન માટે રૂપાંતરિત થઈ હોય તે માટે મને લેખકમંડળ (Societe des Auteurs) તરફથી મળે છે. અને અમુક ભાગ ઝીસેલ આલીમી (Ziseli Halimi) તરફથી મળે છે મારાં નાટકો, ચિત્રપટો, મુલાકાતો, અને એ બધા વિદેશના પરદેશ સાથેના કરારપત્રોનો હિસાબ એ જાળવે છે. માત્ર મારાં પુસ્તકો એકલાં જ જે મેળવી આપે છે તેના કરતાં એ ઘણું વધું મેળવી આપે છે. મને લાગે છે કે ગયે વર્ષે મારે કરવેરામાં દોઢ લાખ ફ્રેન્ક ચૂકવવા પડેલા. એ ઉપરાંત પ્રાધ્યાપક તરીકેનું મને સારું એવું પેન્શન મળે છે—દર છ મહિને લગભગ આઠ હજાર ફ્રેન્ક થાય તેટલું. વધુમાં વધુ પૈસા મને ઝીસેલ આલીમી પાસેથી મળે છે. વરસમાં બે વખત એ મળે છે, ને ઝાઝે ભાગે તે ઘણાબધા હોય છે—લાખોના હિસાબમાં. પણ આ ક્ષણે મારી પાસે કશી જ બચત નથી, ને હું શી રીતે ચલાવી શકીશ તે વિશે હું—જિંદગીમાં પહેલી જ વાર—વિચારમાં પડી ગયો છું.

પ્રશ્ન : પહેલાં તમે જે રીતે જુદાં જુદાં મંડળોને—જેવાં કે 'મુક્તિમંડળ' (Liberation)ને—મદદ કરતા રહેતા તેમ કરવું હવે શક્ય નથી ?

સાર્ત્ર : ના, હવે હું તેમ કરી શકું તેમ નથી.

પ્રશ્ન : સીમોન દ બોવ્વાર તમે કમાઓ છો તેટલું કમાય છે ?

સાર્ત્ર : એથી ઓછું, પણ ઘણું કમાય છે.

પ્રશ્ન : ને હવે તમે તમારા બન્નેની કમાણી ભેગી કરી દેતાં નથી ?

સાર્ત્ર : ના, એમ કરવાનું કંઈ કારણ નથી. ઉપરાંત, મારા

કરતાં તે ઓછું ખરચે છે.

પ્રશ્ન : વિશેષ સામાન્ય રીતે કહીએ તો, તમને લાગે છે કે પૈસા સાથેનો તમારો આ જાતનો સંબંધ અર્થસભરતા ધરાવે છે, અને જો કોઈ માણસને એની વિગતોની ખબર હોય અને એ વિગતોનું એ જો બુદ્ધિપૂર્વક અર્થશોધન કરી શકે તો એ માણસ, તમે પોતે પણ જે વિશે ખ્યાલ ધરાવતા નથી તેવું તમારા વિશેનું સત્ય શોધી કાઢી શકે?

સાર્ત્ર : મને એવું નથી લાગતું. કારણ હકીકત એ છે કે મેં કદીયે દ્રવ્યનો એના દ્રવ્ય તરીકેના મૂલ્ય તરીકે ઉપયોગ કર્યો નથી. હું શેરો કે બીજી કોઈ ટકાઉ વસ્તુઓ કદીયે ખરીદતો નહોતો.

પ્રશ્ન : ખરેખર તો, આ પૈસા ખૂટી પડવાના ભયને તમે, ઘણાબધા બીજા માણસો કરે છે તેમ, શેરો કે સિક્યોરિટીઓ ખરીદીને નિવારી શક્યા હોત. તમે એમ ન કર્યું તો તે એ કારણે કે ૧૯૪૫ પછી તમે જે પદ પ્રાપ્ત કર્યું હતું તે ઉપરથી તમને પૂરેપૂરી ખાતરી હતી કે તમને કદીયે પૈસાનો તોટો પડશે જ નહિ.

સાર્ત્ર : સમગ્રતયા વિચારીને કહું તો મેં માન્યું જ હતું કે મારે માટે એ પછી કદીયે પૈસાનો પ્રશ્ન ઉપસ્થિત થશે જ નહિ. ખરેખર તો એ ઊભો થવાનો — જો હું એંસી વર્ષ સુધી જીવું તો. તો હું એ બિન્દુએ આવીને ઊભો રહું કે અગાઉનાં વર્ષોમાં મેં લખેલાં પુસ્તકોમાંથી મળતી આવક સિવાય મારી પાસે આવકનું બીજું કોઈ સાધન રહ્યું ન હોય.

પ્રશ્ન : મુખ્યત્વે પૈસા કમાવા માટે જ તમે કશું કામ કર્યું છે?

સાર્ત્ર : હા. ગમે તેમ કરીને હું એક કામ યાદ કરી શકું છું. જ્હોન હસ્ટન માટે મેં ફ્રોઇડ વિશે એક ચિત્રપટકથા લખી

હતી તે. મને ત્યારે જ ખબર પડી હતી કે મારી પાસે જરીય પૈસો રહ્યો નહોતો—મને લાગે છે કે મારી માતાએ કરવેરા ભરવા માટે મને જ્યારે એક લાખ વીસ હજાર ફ્રેન્ક આપ્યા હતા ત્યારની આ વાત છે. એ મેં ભરી દીધા, પછી મારે કોઈને કશું ચૂકવવાનું બાકી રહેતું નહોતું, પણ મારી પાસે એક ફ્રેન્ક પણ બચ્યો નહોતો. એ બિન્દુએ મને કહેવામાં આવ્યું કે હસ્ટન મને મળવા માગે છે. એક દિવસ તે આવ્યા અને કહ્યું : "હું તમને ફ્રોઇડ વિશે એક ચિત્રપટ બનાવવા કહું છું, અને હું તમને અઢી લાખ ફ્રેન્ક આપીશ." મેં હા પાડી અને મને અઢી લાખ ફ્રેન્ક આપવામાં આવ્યા.

પ્રશ્ન . ને જો કોઈક તદ્દન અપ્રતિભાવવંત અને અપ્રસિદ્ધ દિગ્દર્શકે તમારી પાસે આ જ દરખાસ્ત મૂકી હોત તો તમે એ સ્વીકારી હોત ખરી ?

સાર્ત્ર : ના. એ આયોજન બાબત કશુંક હાસ્યાસ્પદ તત્ત્વ તો ત્યારે પણ અસ્તિત્વ ધરાવતું હતું. ફ્રોઇડ અજાગ્રતના મહાન સ્વામી હતા, ને મેં મારી આખી જિંદગી એમ કહેવામાં ગાળી હતી કે અજાગ્રતનું અસ્તિત્વ જ નથી એ પછી મારી પાસે આ દરખાસ્ત મૂકવામાં આવી એ હાસ્યાસ્પદ તત્ત્વ હતું. ખરેખર તો, શરૂ શરૂમાં હસ્ટન હું અજાગ્રત વિશે કશું કહું તેમ ઇચ્છતા નહોતા. અને અંતમાં અમને છૂટા પાડી દેનાર આ જ પ્રશ્ન હતો. એ ચિત્રપટના કામમાંથી મને ખરેખરો જે લાભ થયો તે એ કે ફ્રોઇડ વિશેનું મારું જ્ઞાન વિશેષ સમૃદ્ધ થયું, અને અજાગ્રત વિશેના મારા વિચારો વિશે તેણે મને પુનર્વિચાર કરતો ફરી મૂક્યો.

પ્રશ્ન : આપણે વિષય બદલીએ...૧૯૬૭માં તમે કહ્યું હતું : "પ્લેઇઆદ (Pleiade) શ્રેણી એક કબર છે મારે જીવતે જીવ દટાઈ જવું નથી." પાછળથી તમે તમારો વિચાર બદલ્યો અને

મીશેલ રીબાલ્કા (Michel Rybalka) અને હું હવે તરતમાં જ તમારી નવલકથાઓ પ્લેઈઆદ શ્રેણીમાં પ્રસિદ્ધ કરવાના છીએ. તમે તમારા આગલા નિર્ણયની વિરુદ્ધ કેમ ગયા ?

સાર્ત્ર : મુખ્યત્વે તો કાસ્તોર (Castor)ના આગ્રહને અંગે. ને એ ઉપરાંત પણ બીજા લોકોને મેં એ વિશે પૂછ્યું તો એમણે કહ્યું કે એમ કરવું એ સારું થશે. અને પ્લેઈઆદે પણ બીજા જીવંત લેખકોને પ્રસિદ્ધ કર્યા છે. એમ એની કબર તરીકેની પાત્રતા ઘટી પણ છે. પ્લેઈઆદમાં પ્રસિદ્ધ થવું એ અન્ય પ્રકારની કીર્તિમાંના પ્રવેશના માર્ગનું પ્રતિનિધિત્વ ધરાવે છે. એ કહે છે : "હું હવે શિષ્ટમાન્ય (Classics) લેખકોમાં સ્થાન પામ્યો છું, જ્યારે આ પહેલાં હું અન્ય લેખકોના જેવો માત્ર લેખક જ હતો."

•

પ્રશ્ન : ટૂંકમાં એ પવિત્રતા પ્રાપ્ત કર્યાનો (Consecration) એક પ્રકાર છે ?

સાર્ત્ર : હા, એ જ સાચો શબ્દ છે. એથી મને થોડો આનંદ થયો છે. અને એ પણ સાચું છે કે આ પ્લેઈઆદની આવૃત્તિ પ્રસિદ્ધ થયેલી જોવા હું આતુર છું. હું માનું છું કે મારી આ જાતની લાગણી મારા બાલપણમાંથી ઊતરી આવી છે. એ વખતે, લોકો જેને વિશે ચર્ચા કર્યા કરે એવી મોટી, ચીવટપૂર્વક તૈયાર કરેલી આવૃત્તિમાં પ્રસિદ્ધ થવામાં કીર્તિ સમાયેલી હોય તેવું મને લાગતું હતું. હજી એ લાગણીનો કોઈ અવશેષ રહી ગયો હશે : મેકિયાવેલી જે શ્રેણીમાં પ્રસિદ્ધ થયા છે તે જ શ્રેણીમાં આપણે પણ પ્રસિદ્ધ થઈએ છીએ ! ..ને વળી આલોચનાત્મક સાધનો ધરાવતા સંગ્રહ તરીકે મને પ્લેઈઆદ ખૂબ જ ગમે છે. મારી પાસે લગભગ એ આખી શ્રેણી છે. લાંબા એવા સમયથી રોબેર ગાલીમાર (Robert Gallimard) એ વાતનો ખાસ ખ્યાલ રાખે છે કે જેવાં એ પુસ્તકો પ્રસિદ્ધ થતાં જાય તેવાં જ એ મને મળતાં

જાય. અને માત્ર આ જ એવાં પુસ્તકો છે જેને હું કોઈને પણ ઈચ્છીનાં આપવાની આગ્રહપૂર્વક ના પાડું છું. મેં એ પુસ્તકોનો ઉપયોગ પણ ખૂબ કર્યો છે, અને એમાં આપેલી નોંધો હું હમેશાં વાંચું છું, કારણ કે, એક નિયમ તરીકે, એ નોંધો કૃતિ વિશેનું સમકાલીન જ્ઞાન રજૂ કરે છે, અને એ રીતે, હું ન જાણતો હોઉં તેવી વસ્તુઓ મને શીખવે છે.

પ્રશ્ન : છતાં પણ, 'પ્લેઈઆદ'માં પ્રસિદ્ધ થવું એટલે એક રીતે જાણે આપણું કામ પૂરું થઈ ગયું તેમ ગણાય.

સાર્ત્ર : એ ખરેખર પૂરું થઈ ગયું છે. મારી આત્મકથા વિશેની મુલાકાતોનું આ છેલ્લું પુસ્તક હું છપાવવાનો છું, અને કદાચ દૂરદર્શન માટેનાં પ્રસારણોનું પણ પુસ્તક હું કરું—જોકે આપણને જે સમસ્યાઓનો સામનો કરવાનો આવે છે તે તો તમે જાણો જ છો. પછી, એના પછી હું શું કરી શકું ? હું પ્રેમકથા લખી ન જ શકું. મને લાગે છે કે કંઈક આમાંથી અને કંઈક તેમાંથી ભેગું કરીને, અને જે વસ્તુઓ વિશે હું વિચારી રહ્યો છું તે વિશે કેટલીક નોંધો લખાને એકાદ અન્ય પુસ્તક પણ હું તૈયાર કરી શકું. પણ મુખ્ય કામ તો ખરેખર પૂરું થઈ ગયું છે.

પ્રશ્ન : એટલે તો મને એ વાતમાં થોડોઘણો વિરોધાભાસ લાગે છે કે જ્યારે રીબાલ્કાએ અને મેં ૧૯૪૭થી ૧૯૪૯ દરમિયાન હજી અપ્રસિદ્ધ રહેલાં તત્ત્વજ્ઞાનવિષયક પુસ્તકો – ચિત્ત (Psyche) અને નીતિશાસ્ત્ર (Ethics) જેવાં, અને 'દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા'માંનાં બે અપ્રસિદ્ધ પ્રકરણોને પ્રસિદ્ધ કરી આપવાની દરખાસ્ત કરી ત્યારે તમે અમને નકારી કાઢ્યા હતા.

સાર્ત્ર : એ વાત કહીએ બીસે બંધાણી નહિ, 'નીતિશાસ્ત્ર' (Ethics)માં એક વિચારદોર એવો હતો જેને હું વિકસાવવા

માગતો હતો, પણ કદીયે તેમ કરી શક્યો નહિ. મેં જે લખ્યું હતું તે પહેલો ભાગ હતો. એમાં મુખ્ય વિચારને પ્રવેશ કરાવવાની ધારણા હતી. પણ એક બિન્દુએ એક મુશ્કેલીનો મારે સામનો કરવો પડ્યો, અને મારી મોટાભાગની નોંધપોથીઓ ગુમ થઈ ગઈ હતી. એમ ન થયું હોત તો પ્રસિદ્ધ કરવા જેવું કંઈક રહ્યું હોત. એક નોંધપોથી હજીયે અસ્તિત્વ ધરાવે છે, પણ બીજી બધી ક્યાં છે તેની મને ખબર નથી.

પ્રશ્ન : હું એમ કહેવા માગતો હતો કે તમારો નકાર તમારા કાર્યની સાથેનો તમારો જુદી જાતનો સંબંધ સૂચવે છે. એક બાજુ જે પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે તે બધું છે. એ બધું શક્ય હોય તેટલા વ્યાપક પ્રમાણમાં વંચાય તેટલા ખાતર તમે તેને પ્લેઇઆદની શ્રેણીમાં છપાવવા માગો છો. એ બતાવે છે કે એ આખરી છે; અને તેમાં હવે કોઈ ફેરફારની શક્યતા નથી. બીજી બાજુ પેલાં અપ્રસિદ્ધ લખાણો છે. વળી, તમે એક મુખ્ય ધ્યેયથી દોરાઈને હંમેશાં લખતા રહ્યા છો. એ ધ્યેય હતું એ લખાણને વાચકો હોવા જોઈએ એ. એ દ્વારા તમારે વિશે જે અસર પડે તે, અંતે જતાં, તમારે માટે બહુ દરકાર કરવાની વસ્તુ નહોતી. પરંતુ અમે જ્યારે તમને કહ્યું કે અમે તમારાં તત્ત્વજ્ઞાનવિષયક અપ્રસિદ્ધ લખાણો પ્રગટ કરવા ઇચ્છીએ છીએ ત્યારે તમે એવું કહીને જવાબ વાળ્યો કે, "ના, હું મૃત્યુ પામું પછી તમે એ પ્રસિદ્ધ કરી શકશો."

તમે જ્યારે જીવંત નહીં હો ત્યારે, વાચકના દૃષ્ટિબિંદુથી જોઈએ તો, એ લખાણો શી રીતે જુદી જાતનાં થઈ જશે તે સમજતાં મને મુશ્કેલી પડે છે.

સાર્ત્ર : તે લખાણો અમુક એક બિંદુએ હું શું કરવા માગતો હતો, અને મેં શું પૂરું ન કરવાનો નિર્ણય કર્યો હતો

તેનું પ્રતિનિધિત્વ ધરાવશે, અને એ અર્થમાં એ ઉવટનાં થઈ રહેશે. જ્યારે, જ્યાં સુધી હું જીવતો બેઠો હોઉં – સિવાય કે હું ખાટલાવશ બની ગયો હોઉં કે કશું જ ન કરી શકે તેમ હોઉં – ત્યાં સુધી હું ફરી તેમને હાથમાં લઉં, અથવા તો થોડાએક શબ્દોમાં, એમને વિશે હું શું કરવા માગતો હતો એ કહું તેવી શક્યતા ઊભી રહેલી હોય જ. મારા મૃત્યુ પછી એ લખાણો પ્રગટ થાય તો એ અધૂરાં અને દુર્બોધ બની રહે, કેમ કે જે વિચારો સંપૂર્ણ રીતે વિકસિત થયા નથી તે વિચારોનું તેમાં નિરૂપણ થયું હોય. એ સ્થિતિમાં, એ વિચારો મને કયાં દોરી ગયા હોત તે નક્કી કરવાનું તેના વાચક ઉપર આધારિત રહે એક વાર હું ચાલ્યો જાઉં પછી એ લખાણો મારા જીવનકાળમાં ખરેખર જે સ્થિતિમાં હતાં તે જ સ્થિતિમાં રહે, તેમાંની દુર્બોધતાઓ પણ રહે – જોકે મારે માટે એ દુર્બોધ ન હોય, તો પણ...વળી એ પણ નોંધી લેજો કે મારાં જે અપ્રસિદ્ધ લખાણો સંપૂર્ણ રીતે મૃત થઈ ગયાં છે – મારા યૌવનકાળનાં જે લખાણો તમે પ્લેઈઆદમાં પ્રસિદ્ધ કરવાના છો તેના જેવાં જ મૃત થઈ ગયાં છે – તેને પ્રસિદ્ધ કરવાની સંમતિ તો હું તમને આપું જ છું. એ લખાણોમાં હું મારી જાતને પિછાનતો પણ નથી, અથવા તો એ લખાણોને હું એક જાતના આશ્ચર્ય સહિત પિછાની શકું છું – જે માણસને હું ઘણા લાંબા સમય પહેલાં ઓળખતો હતો એવા કોઈ માણસનાં એ લખાણો ન હોય એ રીતે હું તેમને ઓળખી શકું છું.

પ્રશ્ન : જે દેખીતા વિરોધાભાસ વિશે હું વાત કરી રહ્યો છું તે આ છે : એક બાજુ તમે તમારા કાર્યને પૂરું થઈ ગયેલું માનો છો તો બીજી બાજુ, તમે જ્યાં સુધી જીવતા હો ત્યાં સુધી તેના ઉપર કબજો સાબૂત રાખવા માગો છો. અને એમ, અમુક અર્થમાં, તમે એમ માનો છો કે એ બધી કૃતિઓ તમારા વાચકો

કરતાં, સવિશેષ રીતે, તમારી પોતાની માલિકીની છે.

સાર્ત્ર : કોઈ પણ કૃતિનો માલિક કોણ હોઈ શકે તે કહેવું ઘણું મુશ્કેલ છે. એ એના લેખકની માલિકીની પણ હોય છે અને સાથે સાથે એના વાચકની માલિકીની પણ હોય છે. આ હકીકતો વચ્ચે મેળ બેસાડવો મુશ્કેલ છે. ને વળી, વાચક, માત્ર કોઈક જ વાર, તે પોતાની છે તેમ સ્વીકારે છે, જ્યારે લેખક તો માને જ છે કે તે તેની છે. મારા પૂરતું હું માનું છું કે જ્યાં સુધી માણસનું ચેતના-મૃત્યુ ન થાય – એટલે કે કાં તો તેની ચેતનાનું અને શરીરનું ખરેખરું મૃત્યુ, અથવા જે કદીયે સુધરવાનું નથી એવા પાગલપણા દ્વારા તેની ચેતનાનું થયેલું મૃત્યુ – ત્યાં સુધી માણસની કૃતિનો માલિક એ પોતે જ ગણાય. પણ જ્યાં સુધી એ જીવતો હોય ત્યાં સુધી એણે લખેલી કૃતિની માલિકી એની જ હોય. એમાં પણ એ કૃતિ પૂરી ન થઈ હોય તો તો એ ખાસ એની માલિકીની ગણાય, કેમ કે, સિદ્ધાંતની દૃષ્ટિએ જોઈએ તો એ એને આગળ વધારીને આનંદ મેળવી શકે પણ ખરો. મને લાગેવળગે છે ત્યાં સુધી 'નીતિશાસ્ત્ર' પૂરતું અને 'દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા' પૂરતું આ સાચું છે. ખાસ કરીને તો 'નીતિશાસ્ત્ર' વિશે. 'દ્વંદ્વાત્મક જ્ઞાનની મીમાંસા'ની બાબતમાં કાળની પણ વધારાની સમસ્યા તેમાં ઉમેરાય, કેમ કે એમાં આગળ વધવા માટે મારે ફરી પાછું ઇતિહાસનું અધ્યયન કરવું પડે.

પ્રશ્ન : પરંતુ તમારાં અપ્રસિદ્ધ લખાણો સંબંધી તમારા વંશવારસોને તમે શી સૂચના આપવાના છો ?

સાર્ત્ર : મેં હજી મારું વસિયતનામું બનાવ્યું નથી, પણ હું એટલું કહું કે મારી કૃતિઓના સંપાદકો અને સંરક્ષકો તરીકે હું જે લોકોને નીમીશ – તે લોકો મારા કુટુંબમાંના કે મારા નિકટના મિત્રોમાંના નહિ હોય – એ લોકો એમને ઠીક લાગે તેમ

સ્વતંત્ર રીતે, પરણી જવાનું પસંદ કર્યું. "ને," તેણે કહ્યું, "દરેકેદરેક વ્યક્તિ મારા જેટલી જ સ્વતંત્ર છે, અને એટલે પોતાની પરિસ્થિતિ માટે જવાબદાર છે." એમાંથી મને જે વાત અસર કરી ગઈ તે એ હતી કે આપણે પ્રતિપાદિત કરેલાં અને ખૂબ જ જાણીતાં થઈ ચૂકેલાં આપણાં ઘણાં મંતવ્યોનું તે લગભગ શબ્દશઃ પુનરુચ્ચારણ કરી રહી હતી. આ સ્ત્રી, કે જેણે કદાચ એની શાળાના કાળમાં તમને વાંચ્યા હશે અને તેના આ વૈરાગ્યને ન્યાયી ઠરાવતા વિચારો જેણે તમારી પાસેથી મેળવ્યા હશે – તેને તમે શું કહ્યું હોત?

સાર્ત્ર : વારુ. મેં તેની સાથે આ વિછોડાઈ જવાના (alienation) ભાવ વિશે વાત કરી હોત. મેં તેને કહ્યું હોત કે આપણે સ્વતંત્ર છીએ, પણ આપણે આપણી જાતને સ્વતંત્ર બનાવવી જોઈએ, અને એમ સ્વતંત્રતાએ વિછોડાઈ જવાના ભાવ સામે બળવો કરવો જોઈએ. તમે પણ એ જ ન કહ્યું હોત?

પ્રશ્ન : હા, અલબત્ત, લગભગ એવું જ મેં એને કહ્યું. પણ એ પોતાના અભિપ્રાયને વળગી રહી.

સાર્ત્ર : ભલે. એ વાત પૂરતું તો એ એનું જાણે. પણ એનો અંત શો આવ્યો?

પ્રશ્ન : એ જાતની વાતચીતો હંમેશાં જે જાતનો અંત પામે છે તે જાતનો જ. અમે બન્ને અમારે જુદે જુદે રસ્તે ચાલતાં થયાં. તમને તો પૂરેપૂરી ખબર છે કે કોઈકમાં પરિવર્તન આણવું હોય તો તેને આપણે ખૂબ જ ચાહવું જોઈએ...પણ હું તમને એક ચીજ પૂછવા માગતો હતો. તમને કોઈ કોઈ વાર એમ નથી લાગતું કે તમારી વિચારધારાનો સહુથી વિશેષ જાણીતો બની ગયેલો ભાગ – સ્વતંત્રતા અને વ્યક્તિગત જવાબદારીના ખયાલોવાળો ભાગ –

બરોબર તે જ ભાગ છે કે જે સાચી રાજકીય સંપ્રજ્ઞતાની આડે વધુમાં વધુ અવરોધરૂપ બની શકે તેવો છે?

સાર્ત્ર : શકય છે. પણ મને લાગે છે કે જ્યારે કોઈકનું કાર્ય સવિશેષ જાણીતું થઈ જાય ત્યારે હંમેશાં આ જાતની ગેરસમજ પેદા થવાની. કોઈ પણ વિચારનો સૌથી વધારે સુસ્પષ્ટ અને ગહન અંશ સારામાં સારું પરિણામ પણ લાવી શકે, અને વળી જો એ ખોટી રીતે સમજાયો હોય તો વધુમાં વધુ નુકસાન પણ કરી શકે. હું માનું છું કે સ્વતંત્રતા વિશેનો જે સિદ્ધાંત વિછોડાયાપણાનાં જુદાં જુદાં રૂપ કયાં કયાં છે તે સમજાવતો નથી હોતો – સ્વતંત્રતાનો ચાલાકીભર્યો ઉપયોગ કેટલી કેટલી હદ સુધી કરી શકાય, તેને મારીમચડી શકાય, તેને પોતાની જ વિરુદ્ધ કરી દઈ શકાય તે બતાવતો નથી હોતો – તે, જે માણસ તેના બધાયે ગર્ભિત સૂચિતાર્થો સમજતો હોતો નથી તેને બહુ ક્રૂર રીતે છેતરી શકે છે. પણ મને નથી લાગતું કે મેં જે લખ્યું છે તેને ચીવટપૂર્વક વાંચી જનાર માણસ એ જાતની ભૂલ કરી શકે.

રાજકીય સ્તર પર આ વિશે હું જે કહું છું તેનો અર્થ શો છે તે મારાં વાયુપ્રસારણોમાં હું સમજાવીશ. મારા સમાપનનાં છેલ્લા ત્રણ વાર્તાલાપોનું વધારે મોટા પાયા પરનું વિષયવસ્તુ એ બની રહેશે. પણ હું તેને સ્પષ્ટ, મૂર્ત હકીકતોના પાયા ઉપર સમજાવીશ. એ તત્ત્વજ્ઞાન નહિ હોય, અથવા ઓછામાં ઓછું, એ તત્ત્વજ્ઞાનની રીતે અભિવ્યક્તિ નહિ પામે.

પ્રશ્ન : ને તમને લાગે છે કે તમે લોકોને ગળે એ ઉતારી શકશો?

સાર્ત્ર : કંઈ જ ખબર નથી. હું પ્રયત્ન કરીશ.

પ્રશ્ન : લ તાં મોદેર્ન (Le Temps Modernes)માંના

કરે તેમ કહીશ.

પ્રશ્ન : તમારી હસ્તલિખિત પ્રતોની મોટી સંખ્યા જુદી જુદી જગ્યાઓએ વેરાયેલી પડી છે અને કોઈક દિવસ તે પ્રકાશમાં આવશે તે વિશે કશી શંકા નથી. ને ચોક્કસ રીતે કહી શકાય કે તમારા લખેલા ઘણા પત્રો પણ હશે જ. થોડાં વર્ષો પહેલાં તમે અમને કહ્યું હતું કે તમે આશા રાખતા હતા કે તમારા વાચકને તમારા સંબંધી દરેક વસ્તુ સુલભ હશે – તમને ફ્લોબેર વિશેની જેમ થઈ પડી હતી, તેમ. હજી તમે એમ જ વિચારો છો ?

સાર્ત્ર : તમને જો ખુલ્લા દિલે કહું કે મને એની કશી જ પડી નથી. મારા પત્રો એ માદામ દ સેવિન્યેને (Madame de Sevingne)ના પત્રો નથી. એટલે તેમાં ઉત્તેજના અનુભવવા જેવું કશું જ નથી. એ પ્રસિદ્ધ થશે એવું વિચારીને મેં કદી કોઈ પત્ર લખ્યો નથી. જેમ મનમાં ઘડાતા ગયા તેમ હું મારા પત્રો લખતો રહ્યો છું. જો મળી શકે તો મેં કાસ્તોરને લખેલા પત્રો પ્રસિદ્ધ થઈ શકે – તમે તો જાણો જ છો કે તમને પ્લેઈઆદમાં પ્રસિદ્ધ કરવા માટે તેમણે જે પત્રો આપ્યા હતા તે સિવાયના ઓછામાં ઓછા બસોએક પત્રો યુદ્ધ દરમિયાનની પેરીસથી થયેલી નાસાનાસમાં તેમણે ગુમાવી નાખ્યા હતા. બીજા પત્રો, જે ઠીક ઠીક રમૂજ ઉપજાવે તેવા હશે તે ગુમ થઈ ગયા છે. દાખલા તરીકે 'તુલુઝ' સીમોન ઝુલીવે ('Toulouse' – Simone Jollivet)ને લખેલા પત્રો. એ દુલાં (Dullin)ની મિત્ર હતી, ને તમે જાણો છો તેમ, એકોલ નોર્માલમાં કામ કરતો હતો તે વર્ષો દરમિયાન હું તેની સાથે સંકળાયેલો હતો. તેને મેં સંખ્યાબંધ પત્રો લખ્યા હતા જે તેણે એના મૃત્યુ પહેલાંનાં થોડાં વર્ષો સુધી સાચવી રાખ્યા, ને પછી એક દિવસ એ બધાય બાળી નાખ્યા. એ પત્રોમાં મેં એને એકોલ વિશે ઘણી વાતો લખી હતી, અને થોડા નાના નાના વિચારો

વિકસાવ્યા હતા...સામાન્ય રીતે, એક જ અપવાદ સિવાય, આખર જતાં, મારો પત્રવ્યવહાર પ્રસિદ્ધ થાય તેની સામે મને કશો વાંધો નથી. મારે કહેવું જોઈએ કે એ બધો પત્રવ્યવહાર સ્ત્રીઓ સાથે જ થયેલો છે. પરંતુ તે પ્રસિદ્ધ થાય કે ન થાય તે વિશે મને જરી જેટલી પણ ચિન્તા થતી નથી.

**પ્રશ્ન** : તમારે શિષ્યો હોય એવું મન તમને કોઈ દિવસ થયું નથી. શા માટે?

**સાર્ત્ર** : કારણ કે, મારા મત પ્રમાણે, બીજા માણસના ચિન્તનમાં કશુંય નવું કે મહત્ત્વનું ઉમેર્યા વિના, તેને સમૃદ્ધ કર્યા વિના, વિકસાવ્યા વિના કે આગળ ધપાવ્યા વિના જે કોઈ તેનું ચિંતન અપનાવી લે તેને શિષ્ય કહેવાય.

* * *

**પ્રશ્ન** : તમારા વિચારોની અસર વિશે વાત કરું તો થોડા દિવસ પહેલાં મને એક વિચિત્ર અનુભવ થયો, હું મોં પોરનાસ ટાવરના શિખર ઉપર ઊભો હતો, અને વિદ્યાર્થીઓના એક વિરોધી સરઘસને પસાર થતું જોઈ રહ્યો હતો. મારી બાજુમાં, આશરે પાંત્રીસેક વર્ષની, એ ટાવરની એક કર્મચારી સ્ત્રી ઊભી હતી. એ સરઘસ વિશે અમે વાત કરવા લાગ્યાં. એ એની વિરુદ્ધ હતી કેમકે દરેક જાતના બળવા તેને નાપસંદ હતા. અને એણે કહ્યું કે એ દરેક જાતના બળવાની વિરુદ્ધ હતી કેમ કે તે માનતી હતી કે પોતાના ભાગ્ય માટે તે પોતે જ સંપૂર્ણતયા જવાબદાર હતી. પોતાની જિંદગી તેને ખાસ ગમતી નહિ, પણ તે માનતી હતી કે અત્યારે પોતે જ્યાં હતી ત્યાં સુધી પહોંચવાના દરેક તબક્કે તેની પાસે પસંદગી કરવાની સ્વતંત્રતા હતી જ. દાખલા તરીકે, તેની સત્તર વર્ષની ઉંમરે પોતાનો અભ્યાસ ચાલુ રાખવાને બદલે તેણે,

તેમના છેલ્લા લેખમાં ફ્રાંસુઆ જ્યોર્જ (*Francois Georges*) લખે છે : "જો મારા વિચારો દરેકેદરેક માણસને ખાતરી કરાવી શક્યા ન હોય તો તે પૂરેપૂરા સાચા નહોતા તે કારણે જ તેમ થયું હોય તે વિશે કશી શંકા નથી." તમે પણ એવું જ કંઈ કહો ખરા ?

**સાર્ત્ર** : એ સરસ રીતે મુકાયું છે, અને કોઈક બિંદુએ દરેકેદરેક માણસ એમ જ વિચારતો હોય છે. પણ એથી એ વાત સાચી છે તેમ સિદ્ધ થતું નથી. કેટલાક વિચારો એવા હોય છે કે લોકોને એમાં શ્રદ્ધા બેસતાં વધારે સમય લાગે. દરેક માણસના જીવનમાં નિરાશાની ક્ષણો આવે જ છે. કોઈ કોઈ વાર મને લાગે છે કે મેં પોતે પણ ખરેખર એ જ મતલબનું કંઈક કહ્યું હોત. પણ એમ કરવું એટલે એકીસાથે બે ચીજ કરી કહેવાય. એક : "દરેકેદરેક"ને બહુ વધુ પડતું માન આપ્યું ગણાય. કેમ કે એમાં વિચારોની ભીતરના સત્યનો પ્રશ્ન સમાયેલો છે, દરેક માણસ વિશેનો નહિ. બે : અને સાચા વિચારો તરતોતરત વિજયવાન થાય છે એવી સ્થાપના કરી ગણાય — જે વાત ખોટી છે. સોક્રેટીસ જેવા માણસે એના મૃત્યુ સમયે એમ કહ્યું હોત તો શું થાત ? એ હસી કાઢવા જેવી વાત બની જાત. એના વિચારોએ આખી દુનિયાને અસર કરી, પણ તે કેટલા બધા સમય પછી !

**પ્રશ્ન** : ને તમારે વિશે ? તમારા વિચારોની અસર થઈ છે તેની લાગણી તમને રહે છે ?

**સાર્ત્ર** : મને આશા છે કે એવી અસર થશે. હું માનું છું કે માણસના પોતાના જીવનકાળ દરમિયાન તેને પોતાના વિચારોના મહત્ત્વ વિશે બહુ ઓછી સાબિતી સાંપડે છે અને એમ થાય છે તે સારું પણ છે.

પ્રશ્ન : દાખલા તરીકે, વાચકોના પત્રો. એ તમને કંઈ કહી જતા નથી?

સાર્ત્ર : એમાંનો દરેકેદરેક પત્ર કોઈ એક વાચકનો હોય છે. એ શેનું પ્રતિનિધિત્વ કરે છે? ઉપરાંત, હવે લોકો મને પહેલાં કરતાં ઓછી વાર લખે છે. એક સમય એવો હતો જ્યારે મને ઘણાબધા પત્રો આવતા, પણ હવે માંડ કોઈક આવે છે અને મને જે પત્રો મળે છે તેમાં મને પહેલાં કરતાં રસ પણ ઓછો પડે છે. લોકો મને કહેતા હોય કે હું તેમને બહું ગમું છું તેની મારા ઉપર ઝાઝી અસર થતી નથી. એનો ઝાઝો અર્થ નથી. હું જેમને ઓળખતો ન હોઉં એવા લોકો સાથે મારો પત્રવ્યવહાર ચાલતો. એ લોકો મને લખતા અને હું જવાબ વાળતો. ને એક દિવસ એ પત્રવ્યવહાર ઓચિંતાનો બંધ થઈ જતો. કાં તો એ લોકોને મારા જવાબોમાંનો એકાદ જવાબ સંતોષ નહોતો આપતો, અથવા તો ઓચિંતાનું તેમને કોઈ બીજું કામ આવી પડતું. આ બધી વાતોએ મને મળતા રહેતા અને નિખાલસ લાગતા પત્રો વિશે પણ મને – ઓછી ભ્રમણાઓ સેવનારો કરી મૂક્યો છે. ને વળી, ચક્રમ લોકો તરફથી પણ મને સારા એવા પ્રમાણમાં પત્રો મળ્યા કરે છે. મને ખબર નથી, કે, દાખલ તરીકે, જીદની સાથેના પત્રવ્યવહારમાં ચક્રમોનું પ્રમાણ આટલું મોટું હશે કે નહિ. ગમે તે હોય, પણ જ્યારથી મેં મારાં લખાણો પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું ત્યારથી એ ચક્રમોમાંના થોડાઘણા તો મારી પાછળ પાછળ હંમેશાં ફર્યા કરતા જ હોય છે. મને ખબર નથી કે હું જે જાતનું લખાણ કરું છું તેને અંગે તેમ થતું હશે કે બધા જ લેખકો આવા ચક્રમોની આગને અથવા પોતાની વાત જણાવી દેવાના ઉત્સાહને ઉશ્કેરી મૂકતા હશે. મેં 'ઉબકા' (Nausea) લખ્યા પછી ઘણા લોકો કહેતા કે હું ચક્રમ છું. ને એક ચક્રમની વાત કરી રહ્યો છું. એ વાતે કેટલાક

માનસિક ગાંઠિયાઓને મારો પરિચય સાધવા પ્રેર્યા હશે. સૅા ઝને (Saint Genet) પ્રસિદ્ધ થયા પછી મને સ્વજાતિ મૈથુન સેવનારાઓ તરફથી ઘણા પત્રો મળવા લાગ્યા – માત્ર એ જ કારણ કે મેં એક સ્વજાતિ મૈથુન સેવનારા વિશે વાત કરી હતી. અને તેથી તે લોકોને પોતે એકલા પડી ગયેલા લાગતા હતા. પણ મેં કહ્યું તે પ્રમાણે, હજી પણ, ક્યારેક ક્યારેક મને જે પત્રો મળે છે તેમાં મને ભાગ્યે જ કંઈ રસ પડે છે.

પ્રશ્ન : ને તમને એવી લાગણી થાય છે કે બૂઢાપાનો અર્થ જ આ થાય – ઉદાસીનતા?

સાર્ત્ર : હું ઉદાસીન છું એમ મેં કહ્યું નથી.

પ્રશ્ન : કઈ વસ્તુમાં હજી આજે પણ તમે સાચો રસ ધરાવો છો?

સાર્ત્ર : મેં તમને કહ્યું તેમ, સંગીતમાં. તત્ત્વજ્ઞાન અને રાજકારણમાં.

પ્રશ્ન : પણ એ તમને ઉત્તેજિત કરે છે ખરાં?

સાર્ત્ર : ના, હવે મને ઉત્તેજિત કરી શકે એવું ઝાઝું રહ્યું નથી. મારી જાતને હું થોડાઘણા ઉચ્ચ સ્થાને...

પ્રશ્ન : આ ઉપરાંત આમાં કશુંય ઉમેરવાનું તમને મન છે?

સાર્ત્ર : મને લાગે છે કે એક અર્થમાં બધું જ, ને બીજા અર્થમાં કશુંય નહિ. બધું જ, કેમકે આપણે જે કંઈ કહ્યું છે તેના સંબંધમાં બીજું ઘણુંય કહી શકાય તેવું છે અને એ બધાંની ચીવટપૂર્વક, તલસ્પર્શી સમીક્ષા કરવી જોઈએ. પણ એક મુલાકાતમાં એ થઈ શકે નહિ. જ્યારે જ્યારે હું રેખાકાતો આપું છું

ત્યારે ત્યારે દરેક વખતે મને એમ જ લાગે છે. એક રીતે આ મુલાકાતો હતાશ કરી મૂકે તેવી હોય છે, કેમકે કહેવાની ચીજો ઘણીબધી હોય છે. જે ક્ષણે માણસ જવાબ વાળી રહ્યો હોય ત્યારે જ મુલાકાત, તે ચીજોને, તેમના વિરોધમાં રહેલી ચીજોની સમેત, જીવંત કરી દે છે, પણ આટલું કહી દીધા પછી હું કહું કે મને લાગે છે કે આપણી આ વાતચીતે સિત્તેર વર્ષની ઉંમરે હું શું છું તેનું ચિત્ર ઊભું કરી દીધું છે.

પ્રશ્ન : પોતાની વાત પૂરી કરતાં સીમોન દ બોવ્વારે કહ્યું હતું તેમ તમે આની સમાપ્તિ એમ કહીને નહિ કરોને કે જીવને તમને ગ્રસી લીધા છે ?

સાર્ત્ર : ના, રે, ના. હું એમ નહિ કહું. ઉપરાંત તેઓ પોતે પણ સાચી રીતે કહે છે કે તેઓ એમ કહેવા નહોતાં માગતાં કે જીવને એમને ગ્રસી લીધાં છે. એ તો એમ કહેવા માગતાં હતાં કે જે સંજોગોમાં તમણે એ પુસ્તક 'લા ફોર્સ દે શોઝ' – ૧૯૬૩ (La Force Des Choses – 1963) લખ્યું હતું તે સંજોગોમાં તેમને છેતરાઈ ગયાનો ભાવ થયો હતો. કેમ કે એ પુસ્તક અલ્જિરિયાના યુદ્ધ પછી આવ્યું હતું. ને એવું બધું...પણ હું એમ નહિ કહું. હું કશાયથી ગ્રસીન થયો નથી, હું કશાયથી નિરાશ થયો નથી. મેં લોકોને ઓળખ્યા છે – સારા અને નરસા બન્નેને. વળી નરસા લોકો કેટલાંક ધ્યેયોના સંદર્ભમાં જ નરસા હોય છે – અન્યથા કહીયે નહિ. મેં લખ્યું છે : હું જીવ્યો છું. મને કશાયનો ખેદ નથી.

પ્રશ્ન : ટૂંકમાં, અત્યાર સુધીનું જીવન તમારે માટે સારું રહ્યું છે ?

સાર્ત્ર : એકંદરે, હા. અને હું શેને અંગે ઠપકો આપી

શું તે મને સમજાતું નથી. મારે જે જોઈતું હતું એ એણે મને આપ્યું છે અને સાથે સાથે એ પણ બતાવી દીધું છે કે એ કંઈ ઝાઝું નહોતું. પણ એમાં આપણે શું કરી શકીએ!

(આ છેલ્લા નિવેદનથી પેદા થયેલા ખડખડાટ હાસ્ય વચ્ચે મુલાકાત પૂરી થાય છે.)

સાર્ત્ર : આ હાસ્યને પણ આમાં રાખવું જોઈએ. તમારે લખવું : "હાસ્યની સંગતમાં."

